
बाळज्ञानवर्धक *
माबाप तेवां छोकरां.
કર્તા.
વિઠ્ઠલરાય ગોવર્દ્ધનપ્રસાદ વ્યાસ.

૪૨૯૯

SANCTIONED BY THE EDUCATIONAL DEPARTMENT

AS A PRIZE BOOK.

Balajnana Vardhaka Series.

# MABAP TEVAN CHHOKARAN

# A

# TRANSLATION FROM ENGLISH.

## TRANSLATED.

*BY*

*VITHALRAI GOVERDHANPRASAD VYAS*

*Author of*

(*The evils of Procastination and compiler of*

*English-Gujarati Pocket dictionary &c.*)

Second Edition. Copies 1000.

Printed at the "Anglo Vernacular Printing Press."

AHMEDABAD.

Price 12 Annas only. Postage one Anna.

1890.

૪૨૯૯

કેલવણીખાતાએ ઈનામ બુક તરીકે મંજુર કરેલી.

बालज्ञानवर्धक*.

# माबाप तेवां छोकरां.

(એક વાર્તા.)

श्लोक.

कारणानुमितंकार्यं प्रतिशब्दोयथाध्वनिः ।
पितायथातथापुत्रो यथाबीजंतथांकुरः ।

ગીતિ.

કારણ અનુમિત કાર્ય, શબ્દ પ્રમાણે ધ્વનીજ સંભળાશે;
બાપ પ્રમાણે બાલક, બીજ પ્રમાણે અંકુર દેખાશે.

ભાષાન્તર કર્તા.

વિઠ્ઠલરાય ગોવર્દ્ધનપ્રસાદ વ્યાસ.

"મુલતવી રાખવાનાં માઠાંફળ"ના તથા ઈંગ્લીશ
ગૂજરાતિ પૉકેટ ડીક્ષનેરીના કર્તા.

આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૦.

અમદાવાદમાં

પાનકોરને નાકે ધાંચીની વાડીમાં
"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ"માં
નથુભાઈ રતનચંદ મારફતીયાએ મુદ્રાંકિત કર્યું.

સન ૧૮૯૦——સંવત ૧૯૪૬.

મૂલ્ય બાર આના. ટપાલ ખર્ચ એક આનો.

# अर्पण पत्रिका.

## मालिनीवृत्तम्.

अनुभवसि विवेकी, साक्षराणां श्रमांस्त्वम् ।
परकृतिमधिकृत्य त्वंमहौदार्यसिन्धुः ॥
सकलजनहितार्थं, वाङ्मनोदेहवृत्ते ।
तवननु करकमले पुस्तकं मेऽर्पयामि ॥ १ ॥

## ઇંદ્રવિજય.

પૂર્વ તણી તિમિરાવળિ તોડિ વળી નિજ શુદ્ધ પ્રતાપ પ્રકાશી,
સ્નેહિ સુપંકજનું હરિ રંકપણું પરિપૂર્ણ કલાય વિકાસી;
સ્વચ્છ યશોનભ મંડલને શિખરે કળશસ્થળ છો દ્યુતિરાશી,
મિત્ર લહું, સુત **સેવકરામ** તણા અથવા સુભ નીતિ વિલાસી. ૧
ભારતિમાં રતિ છે પરિપૂર્ણ ગતિ મતિની અતિ નીતિ ભરી છે,
સજ્જન સાથ સુખી કરવા હરવા પરિતાપ સુવૃત્તિ ઠરી છે;
ભૂપ પ્રજા હિત ચિત્ત ચહી શુભ મંત્રિ તણી શુચિ રીતિ ધરીછે,
**છોટમલાલ** તજી મન મોટમ, નૌત્તમ કીર્ત્તિ રહી પ્રસરી છે. ૨
કચ્છ ભૂભામિની નાયક લાયક શુદ્ધ સુમંત્રિપણું ભજવો છો,
રાખિ પ્રજાહિત માંહિ ઉલાસ સુનીતિસદૈવ તમે સજવો છો;
રાય રિઝાવી રિઝાવિ પ્રજા નૃપકીર્ત્તિસુનાદ રૂડો ગજવો છો,
વાણિ વિષે ગુણ છે અગણીત સ્વવાણિથી પિયૂષને લજવો છો. ૩
પુસ્તક પુષ્પ લઈ વિનયે કરૂં અર્પણ આપ તણા કરમાંહી,
પુસ્તક પુષ્પની પાંખડિ પત્ર દરેક દિસે સુગુણે ગુણગ્રાહી;
અક્ષરના ગણ તેજ પરાગ તણા કણ એમ ગણો ચિત્ત ચાહી,
અર્થ રૂપિ શુચિ વાસ તણો ગુણ સાર દિસે અહીં દુર્ગુણદાહી. ૪

સેવક.

વિઠ્ઠલરાય ગોવર્દ્ધનપ્રસાદ વ્યાસ.

# बीजी आवृत्तिनी प्रस्तावना.

'મુલતવી રાખવાનાં માઠાં ફળ' ના પુસ્તકની માફક આ પુસ્તકને પણ સરકારી કેળવણી ખાતાએ 'ઇનામ' માં દાખલ કર્યું છે. અને તેથીજ આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિ કઢાવવાનો પ્રસંગ મળ્યો છે. આ પુસ્તકને 'ઈનામ' નાં પુસ્તકોની યાદિમાં દાખલ કરતાં પહેલાં ડીરેક્ટ ઑફ પબ્લીક ઈન્સ્ટ્રકશન મહેરબાન કે. એમ. ચેટફીલ્ડ સાહેબે, જે ઈંગ્રેજી પુસ્તક ઉપરથી આ ભાષાન્તર કરેલું છે તેનું નામ મારા પુસ્તકમાં નહીં જણાયાથી, તે નામ દ્વિતીયાવૃત્તિ વખતે પુસ્તકમાં જણાવવા સૂચના કરી હતી. તે સૂચના મુજબ એટલું જણાવવું આવશ્યનું છે કે જે મિસ એજવર્થનાં પુસ્તકો ઈગ્લાંડમાં તેની સરલતા તથા સદ્ વિચારને માટે ઘરોઘર વંચાય છે તથા જેમની પુષ્કળ પ્રસંશા થાય છે, તેમજ જે મિસ એજ વર્થ્સની Sweet Tales નું રાવ સાહેબ ગણપતરામ અનુપરામ શાસ્ત્રીએ 'મીઠી મીઠી વાતો' એ નામથી ભાષાન્તર કરેલું છે, તે મિસ એજવર્થ્સની 'Popular Tales' એટલે 'લોકપ્રિય વાર્તાઓ' માંથી Contrast અર્થાત્ 'મુકાબલો' એ નામની વાર્તાનું આ ભાષાન્તર છે. આ સિવાય આ આવૃત્તિ સમયે કંઈ અધિક સૂચના કરવી પ્રસ્તુત નથી.

આ પુસ્તકની અર્પણપત્રિકા સ્વીકારવા માટે શ્રી કચ્છાધિપતિ મહારાજાના પ્રાઈવેઈટ સેક્રટરી અને ગુર્જર વિદ્વાનોમાં ભૂષણરૂપ શ્રીયુકત રા. રા. **છોટાલાલભાઇ સેવકરામભાઈએ** સમ્મતિ આપી છે તેથી તેમનો હું ઉપકૃત છું.

આ આવૃત્તિ ઘણીજ ત્વરાથી મુદ્રાંકિત કરાવવામાં આવી છે તેથી તેનાં પ્રુફ ધ્યાનપૂર્વક સૂધારતાં છતાં પણ અંદર દૃષ્ટિદોષ રહી ગયા હશે તો તેને માટે સૂજ્ઞ વાંચનાર દરગુજર કરશે.

તા० ૧-૮-૯૦ } લી. ભાષાન્તરકર્ત્તા



# પ્રસ્તાવના.

પ્રત્યેક દેશની સ્થિતિ તેનાં પૃથક્ પૃથક્ જીલ્લાપર, પ્રત્યેક જીલ્લાની સ્થિતિ તેના પૃથક્ પૃથક્ શહેર અગર ગામપર, પ્રત્યેક ગામ અગર શેહેરની સ્થિતિ તેના પૃથક્ પૃથક્ કુટુંબપર, અને પ્રત્યેક કુટુંબની સ્થિતિ તેના પૃથક્ પૃથક્ મનુષ્યપર આધાર રાખેછે. કોઈ પણ દેશ સારો કે નરતો, સુધરેલો કે અણસુધરેલો, ઉન્નતિએ પહોંચેલો કે અધમતાએ જઈ અડેલો હોવાનું આપણે જો મૂલ કારણ જરીક દીર્ઘદૃષ્ટિથી વિચારીશું તો પૃથક્ પૃથક્ માણસનાં સદ્‌વર્તન, સદ્‌ગુણ, નિખાલસપણું, ઐક્યતા, પ્રમાણિકપણું, દુરાચરણ, દુર્ગુણ, કપટીપણા, કુસંપ તથા કાવાદાવા શિવાય બીજું કંઈ પણ દૃષ્ટિગોચર થવું અસંભવિત છે. દુનિયાદારીમાં મોટાં મોટાં રાજ્યોની ચડતી, તેમનું સર્વસામ્રાજ્યપણું, તેઓની અવિચલ કીર્તિ વિગેરે તેના પૃથક્ પૃથક્ મનુષ્યની સમગ્રઐક્યતાને લીધેજ હોયછે. ત્યારે આ ઐક્યતા, સદ્‌વર્તન, સદ્‌ગુણ વિગેરે મહાન ગુણો ક્યાંથી પ્રાપ્ત થાયછે, અગર ક્યાંથી તેઓનો પાયો નંખાયછે, અગર ક્યાં તે દૃઢીભૂત થાયછે તેનો પ્રથમ વિચાર કરવો એ વધારે અગત્યનું છે. જે બાબત પર એક આખા દેશની તેમ પ્રત્યેક મનુષ્યની ચડતી અગર પડતી તથા માન અગર અપમાનનો આધાર રહેછે તે પ્રથમ તપાસવું જોઈએ એ નિઃસંદેહ છે:

પૃથક્ પૃથક્ મનુષ્યના સદ્‌ગુણ, સદ્‌વર્તન, સંપ, ઉદારતા વિગેરે ઈશ્વરી મહાનગુણો જે કુટુંબમાં તેઓ રહેછે તેને અનુસરીને હોયછે. કુટુંબની વ્યવસ્થા રાખનાર, તેને નિયમમાં રાખનાર, તથા તેઓને રસ્તે ચઢાવનાર માતા પિતા હોયછે. આ માતા પિતાને અનુસરીને બાલકો ( ભવિષ્યનાં પૃથક્ પૃથક્ મનુષ્ય ) સર્વ કાંઈ શિખે એ સ્વાભાવિક છે. 'તુખમે તાસીર અને સોબતે અસર' તેમ માતા પિતા પ્રમાણે પુત્ર પુત્રી ઉત્પન્ન થાયછે, ને તેઓના કર્માનુસાર પોતાનાં કર્મ પણ આદરે છે. बुद्धिःकर्मानुसारिणी તેથી તેમની બુદ્ધિ પણ તેમના કર્મ પ્રમાણે થાયછે. બાલકોનું ચિત્તજ ઈશ્વરે એવું ઘડેલું

છે કે જે જે સદ્‌ગુણ, દુર્ગુણ, રીતભાત, ચાળાચેષ્ટા વિગેરે જૂવે તેનું તુરત તેઓ અનુકરણ કરેછે. તેમ કુમળુ ઝાડ જેમ વાળીએ તેમ વળે તે કહેવતાનુસાર તેઓના કૂમળા મનપર જે જે વિચારો, રીતભાત વિગેરે ઠસાવવામાં આવે તે તે વિચારો તથા રીતભાતને તેઓ સજ્જડ પકડી લે છે. બતાવ્યા અગર જોયા પ્રમાણે વર્તવાની રૂઢિ ધીમે ધીમે ટેવનું સ્વરૂપ પકડેછે, અને આખરે આ ટેવો પોતાની અસર એવી તો સજ્જડ બેસારીદેછે કે મરણાન્તે પણ તે છૂટવી મુશ્કેલ પડેછે. સાધારણ કહેવત છે કે પડી ટેવ તેતો ટળે કેમ ટાળી, પ્રાંણ ને પ્રકૃતિ બે સાથે જવાનાં. આવી ટેવોને જન્મ આપનાર માબાપજ હોયછે; અને તેથી **માબાપ તેવાં છોકરાં** થાય તેમાં કંઈ પણ નવાઈ નથી. તેટલા માટે પોતાનાં સન્તાનોને સારા દાખલા વડે સારી કેલવણી આપવી તથા તેમને બચપણમાંથી સારે રસ્તે ચઢાવવાં એ માબાપોનું આ દુનિયામાં પ્રથમ કર્તવ્યછે. દુનિયામાં તેમને માથે તેનો ઈશ્વરી જુમ્મો છે એમ કહીએ તોપણ ચાલે. આપણે સંસારમાં જોઈશું તો ઘણા સન્તાનો દુરાચારી, દુર્વ્યસની, કપટી, નિર્દય, લુચ્ચા, ખટપટીઆ, અપ્રમાણિક, કુંસપિ તથા લઢવાડીઆ નિકળે છે. શિવાય કેટલાંક ફરજંદો સદાચરણી, સદ્‌ગુણી, માયાળુ, પ્રમાણિક, સંપીને વર્તનારા તથા દયાળુ દીસી આવશે. આમ થવાનું ખરૂ કારણ જો આપણે અવલોકીશું તો માતાપિતાના ગુણો શિવાય બીજું કાંઈ માલૂમ પડશે નહીં. ઘણી જગોએ એમ બનેછે કે માબાપો અને સન્તાનોના ગુણોમાં ઘણો અન્તર હોયછે; પરન્તુ તે અન્તરનું મૂલ કારણ માબાપની બચ્ચાંને કેળવવાની રીતિ તો હોય છે. જેવી માતા પિતાની પોતાના બાલકોને કેળવવાની પદ્ધતિ તથા તેઓના મગજમાં સારૂં નરસુ ઠસાવવાની તેઓની રીતિ, તે પ્રમાણે બાલકોમાં ગુણ દોષ ઉત્પન્ન થાય છે. જેવી માબાપની નીતિ રીતિ તેવીજ તેમનાં સન્તાનોની પણ નીતિ રીતિ એ બાબત આપણે વિસારી ન દેઈએ, તથાપિ માતા પિતાની પોતાના બાલકોની કેલવણીની રિતીપર પણ ઘણો આધાર રહે છે. ઘણાં માતપિતા અજાણપણે પોતાનાં બાલકોને દુરાચરણી નહીંતો ખરાબ સ્વભાવનાં બનાવેછે. તેનો દાખલો જોવો હોય તો માબાપેનું બચ્ચાં પ્રત્યેનું લાડ માલૂમ પડશે. હેત ઘણી પ્રકારનાં છે. ભાઇઓ ભાઈઓનું હેત, બ્હેનો બ્હેનોનું હેત, ભાઈ

બ્હેનનું હેત, ધણી ધણીઆણીનું હેત માતાપિતાનું હેત વીગેરે. આ હેતમાંથી માતાપિતાનું હેતતો અવધિજછે. આ હેત પોતાની મર્યાદાનું ઉલંઘન કરેછે ત્યારે તે બાળકોને દરેક વખતે દરેક જગોએ ને દરેક કામમાં લાડનું લક્ષ કરીદેછે. આ લાડ અન્ત્યે બાલકોને નુકશાન કર્તાછે. આથી માતા પિતા સારાં હોવા છતાં તેઓના બાલકોના ગુણદોષ કંઈ જુદીજ પ્રકૃતિના નીકળેછે. આ સર્વ બાબતો શીરીતે પોતાનો પગ પેસારો કરેછે, સારી નરસી કેલવણી પ્રમાણે બાળકો કેવાં ઉછરેછે, તથા આખરે તેનું પરિણામ માતાપિતા તેમ બાલકોને કેવું સુખ યા દુઃખમય થઈ પડેછે તે આબેહુબ બતાવવાને માટે આ ભાષાન્તર જનસમૂહની સમક્ષ મૂકુંછું. બાલકોએ અમુક રીતે વર્તવું જોઈએ, માતાપિતાએ અમુક રીતે પોતાનાં બચ્ચાંને કેલવવાં જોઈએ એમ બતાવવા કરતાં માતાપિતાને તેમ બાળકોને અમુક રીતે વર્ત્યાથી લાભ થયાછે ને અમુક રીતે વર્ત્યાથી ગેરલાભ થયાછે, એવો દાખલો આપી સમજાવવું એ વધારે અસરકર્ત્તા ધારી આવી રીતનું ભાષાન્તર બહાર પાડયુંછે. આપણા આર્ય બન્ધુઓ આ પુસ્તક વાંચી તેમાંથી સાર ગૃહણ કરી પોતાનાં બાલકોને સન્માર્ગે ચઢાવવા માટે પ્રયાસ કરશે તથા સમજુ બાલકો આ પુસ્તક વાંચી પોતાના માતા પિતાની સુભ આજ્ઞાને ઈશ્વર પ્રીત્યર્થે અનુસરીને વર્તશે તો મારો પ્રયાસ સાફલ્યતાને પામેલો હું સમજીશ. અને તેટલા સારૂં આ પુસ્તકની પ્રથમ આવૃતિ સારી રીતે કેલવનાર માબાપો તથા સારી રીતે ચાલનાર બાલકોનેજ અપર્ણ કરવામાં આવીછે.

મને આશાછે કે '**મુલતવી રાખવાનાં માઠાં ફળ.**'નું મારૂં પ્રથમનું ભાષાન્તર પ્રજાવર્ગમાં જેવું મનગમતું તથા બોધદાતા થઈ પડયુંછે તેવુંજ આ પુસ્તક પણ થઇ પડશે. ઈશ્વરેચ્છા હશે અને પ્રજાવર્ગ તરફથી આ પુસ્તકને સારો આશ્રય મળશે તો યુવાનોએ કેવી રીતે વર્તવું જોઈએ, નિશાળોમાં તેઓએ કેવા સોબતીઓ ખોળવા જોઇએ, પોતાનો અભ્યાસ કેવી રીતે ચલાવવામાં ફાયદોછે વીગેરેનું વિવેચન એક નિબંધ રૂપે ઇંગ્રેજી પુસ્તકના આધારે તૈયાર કરી જનસમૂહની સેવામાં મૂકીશ.

આ પુસ્તકની પણ ભાષા ઘણી સ્હેલી નાંખીછે. કારણ કે આમાંથી આર્ય બાલકોને ઘણો બોધ લેવાનો છે. જો સંસ્કૃત શબ્દો વધારે આવ્યા હોય તો તેથી બાળકોને સમજણ ન પડતાં પુસ્તક પ્રકટ કરવાનો હેતુ યથાર્થ રીતે પાર ન પડે એમ ધારી તેવા શબ્દો જાણી જોઈનેજ વાપર્યા નથી. ગૂર્જર ભાષામાં વધારે સંસ્કૃત શબ્દો આવેલા જોવાને જે વિદ્વાનો ઉત્સુક છે તેઓ આ છૂટને માટે મને ક્ષમા કરશે એમ હું ઇચ્છુંછું.

મારા **'મુલતવી રાખવાનાંમાઠાં ફળ'** ના ભાષાન્તરને મે૦ **દીવાન બહાદુર મણીભાઇ જસભાઇ**એ ભૂજ દરબાર તરફથી જે ઉમદા મદદ અપાવી હતી તેને માટે હું તેમનો અત્યન્ત ઉપકૃત થયોછું. શિવાય વડોદરા પબ્લીક ઈન્સ્ટ્રક્શના ડીરેકટર મે૦ **રાવબહાદુર હરગોવનદાસ દ્વારકાંદાસ** ઉપલા પુસ્તકની અમુક પ્રતો દર વર્ષે ઈનામ ફંડમાંથી ખરીદ કરેછે તેથી તેમનો પણ હું આભારીછું. આશાછે કે આ બંને સાહેબો મારા પુસ્તક પ્રત્યેની તેમની પ્રીતિ અખંડ રાખશેજ.

આ પુસ્કત પ્રગટ કરવામાં મારા ઈષ્ટ મિત્ર રા. રા. મણિલાલ મોહનલાલ ઝવેરી એ જે કિમતી મદદ કરીછે તેને માટે હું તેમનો આભારીછું.

**અમદાવાદ.**
માંડવીની પોળ પડીપોળ.
તા. ૨૦-૩-૯૭.

**ભાષાન્તર કર્તા.**



# માબાપ તેવાં છોકરાં.

અથવા

## જેવી માબાપની કેલવણી, તેવાં છોકરાંનાં આચરણ.

## પ્રકરણ ૧ લું.

**"માણસ પોતાને બીજાની સાથે જેટલો પ્રીતિમાં ગુંથાયેલો ધારેછે, તેટલો હોતો નથી."**

પોતાની જન્મગાંઠને દિવસે પોતાની આસપાસ વીંટલાઈને જમવા સારૂ બેઠેલાં છોકરાંઓને જોઈને **ફ્રેંકલાંડ** નામનો ખેડુત બોલ્યો કે "આવા બહોળા કુટુમ્બવાળા માણસને કેટલો ભાગ્યશાળી માનવો જોઈએ!" તે સાંભળીને પાસે બેઠેલો બીજો એક **બેટસ્વર્થસ** નામનો ખેડુત બોલી ઉઠયો કે "તમે ગમે તેમ માનો પણ હું તો છોકરાંને દુ:ખરૂપ ગણું છું." **ફ્રેંકલાંડે** નમ્રતાથી જવાબ દીધો કે "એ બાબતમાં આપણે બંને ખરા છીએ, તેમ ખોટા છીએ. કારણકે છોકરાં જેવાં નીવડે તે પ્રમાણે તેઓ સુખસાધનરૂપ કે દુ:ખરૂપ થાય છે; અને તેમનું નીવડવું તેમને આપેલી કેલવણીપર આધાર રાખેછે. મારૂં કહેવું એવું છે કે, છોકરાંને ખરે માર્ગેજ ચઢાવવાં. હું ગર્વથી નહિ, પણ આનંદથી તમને પૂછુંછું કે, "મારા કરતાં વધારે સુખી કોઈપણ કુટુમ્બ, અને મારાં કરતાં વધારે ભાગ્યશાળી પિતા તમે બતાવી શકોછો?" આ સાંભળીને **બેટસ્વર્થસે** ઝંખવાણા પડી નિસાસો નાંખ્યો. તે જોઈ **ફ્રેંકલાંડે** પોતાની ભૂલ થયેલી સમજી ગંભીરાઈ અને નરમાશથી તેને કહ્યું કે "પોતાનાં છોકરાંને પોતેજ વખાણવાં એ યોગ્ય નથી; પરંતુ એક મિત્ર તરીકે તમારી આગળ મારાથી અકસ્માત એમ બોલાઇ ગયું તેને માટે આપની ક્ષમા માગુંછું. આજ મને શીત્તેર વર્ષ પૂરાં થવાથી અગાઉ કદી નહિ થયેલો એવો આનંદ થયો છે; તેને લીધે એટલી અસભ્યતા થઈ

ગઈ તે માફ કરશો." આ પ્રમાણે બોલી તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે "પેલા ઉત્તમ દ્રાક્ષારસમાંથી એક પ્યાલો ભરીને એમને આપ." **એટસ્વર્થસે** તે રસ પીધા પછી ત્યાંથી જવાને આજ્ઞા માગી, ત્યારે **ફ્રેંકલાંડે** તેને કહ્યું કે, "પ્યારા પડોશી, એટલી બધી ઉતાવળ ન કરો; જરા ધીરા થાઓ અને બેસો. અમે બધા ભોજન કરવાના હતા અને આજનો દીવસ આનંદમાં ગુજારવા ધારતા હતા, તેવામાં તમે આવ્યા તો તમે પણ અમારી સાથે બેશીને જમો અને આનંદમાં સામેલ થાઓ. મને આશા છે કે હું તમને આટલીબધી ખેંચતાણ કરૂં છું તેથી તમે મારૂં આમંત્રણ સ્વીકારશોજ." પણ **એટસ્વર્થસને** ઘણી ઉતાવળ હતી તેથી તે બહાનાં કાઢી જેમ તેમ કરી રજા લેઈને ત્યાંથી પોતાને ઘેર ગયો.

**એટસ્વર્થસનું** ઘર **ફ્રેંકલાંડના** ઘરના સુખથી પછાત હતું. તેનાં છોકરાં તેને આવતો જોઈ સામા દોડી જઈ હેતભેર ભેટી આનંદ ઉપજાવે એવાં નહોતાં. બેઘડી પણ પોતાનાં માતા પિતા પાસે બેસી તેમના સુખદુઃખમાં ભાગ લેવાનું, કે પોતાની મધુરવાણી વડે તેમનું મન રંજન કરવાનું, કે પોતાના કુટુમ્બની સમૃદ્ધિ વધે તેવા કોઈપણ કૃત્યમાં ભાગ લેવાનું તેઓ શિખ્યાંજ નહોતાં. એને ત્રણ છોકરા અને બે છોડીઓ હતી. તેમનાં નામ એવાં હતાં કે, આઈડલ (આળસુ) ઈસક, વાઈલ્ડ (જંગલી) ઉવિલ, બુલિંગ (ધાંધલીઓ) બોબ; સોસી (અમર્યાદિત) સેલી, અને જીલ્ટિંગ (તરછોડી નાંખનાર) જેસી. શેહેરમાં રહેનારા સર્વ લોકો એમને ઉપરનાં નામેજ ઓળખતા હતા. અને તેમના ગુણ પણ નામ પ્રમાણેજ હતા.

**એટસ્વર્થસ** પોતે પણ આળસુ હતો. તે પોતાની શઘડી પાસે બેશી બીડીઓ ફુંક્યા કરતો તથા શેખચલ્લીના જેવા વિચારમાં ગુંથામલો રહેતો. તેની સ્ત્રી ગર્વિષ્ટ, મૂર્ખ, ધણીપર દાબ રાખવામાં માન ગણનારી, નવી નવી તરેહના પોષાકની શોખીન તથા સ્વચ્છંદી હતી. એ બંને ધણી ધણીઆણીમાંથી કોઈપણ પોતાનાં છોકરાંને રીતસર ઉછેરવા તરફ તથા તેમને સારી કેલવણી આપવા તરફ બીલકુલે ધ્યાન આપતું નહોતું. એ છોકરાં જ્યારે નાનાં હતાં ત્યારે તેમની

મા તેમને લાંડ લડાવતી; અને જ્યારે તે મોટાં થયાં ત્યારે તેઓના દરેક કૃત્યના સામી થતી; અને વિસ્મય પામતી કે, મારાં ઉછેરેલાં છોકરાં મનેજ ગાંઠતાં નથી એ શું ?! **બેટસ્વર્થસ** એમ વિચાર કરતો કે મારા પાડોશી **ફ્રેંકલાંડના** છોકરાં મર્યાદશીળ, શાણાં, હોંશીઆર, દઢ, પોતપોતાનું કામ કરવામાં તત્પર, અને મયાળુ છે એવું શું કારણ?! પણ "કેટલાકને તેમના નશીબના યોગે સારાં છોકરાં મળેછે, અને કેટલાંક છોકરાં જન્મથીજ સારાં હોયછે!" એમ બોલી તે મન વાળતો. પ્રીય વાંચનાર! ઉપર પ્રમાણે ધારવામાં **બેટસ્વર્થસ** કેટલો ઠગાયછે?! વાસ્તવિક રીતે તો તેણે એમ કહેવું જોઈતું હતું કે "કેટલાંક છોકરાંને બીજાં છોકરાં કરતાં સારી રીતે કેળવવામાં આવે છે."

હવે આપણે **ફ્રેંકલાંડના** કુટુમ્બ તરફ જરા નજર કરીએ **ફ્રેંકલાંડને** પણ ત્રણ છોકરા તથા બે છોડીઓ હતી. તેમનાં નામ **જયોર્જ, જેમ્સ, ફ્રેંક, ફેની** તથા **પેટી** હતાં. સઘળાં છોકરાં ડાહ્યાં, શાંણાં, શુશીલ, વિવેકી, પરસ્પર હેત રાખનારાં તથા માયાળુ હતાં. એની સ્ત્રી ડાહી તથા સમજુ હતી. છોકરાંને કેલવવા માટે પોતાના પતિના સતત પ્રયત્નમાં તે ભાગ લેતી હતી. નાનાં છોકરાં કાલું કાલું બોલીને જ્યારે તેનું મન રંજન કરતાં હતાં, ત્યારે તે તેમને એકબીજા ઉપર હેત રાખવાને તથા પરસ્પર મદદ કરવાને શીખવતી, તથા તુચ્છ હઠીલો સ્વભાવ નહિ રાખવા અને આજ્ઞાંકિત તથા સમજુ થવા તેમને સમજાવતી. આને લીધે એ છોકરાં તથા મા ઘણી હરકતોમાંથી બચી ગયાં હતાં. **ફ્રેંકલાંડ** એ છોકરાંને કહેતો કે "જે સારી ચાલ તથા સ્વભાવનાં તમે થયાં છો તેને માટે તમારે તેમજ મારે તમારી માતુશ્રીનો ઉપકાર માનવો જોઈએ."

**ફ્રેંકલાંડની** એક છોડી અઢાર વર્ષની અને બીજી સત્તર વર્ષની થઈ ત્યારે તેમની સદ્ગુણી માતાના મૃત્યુનો કારી ઘા તેમને ખમવો પડયો; પરંતુ તેની મનહર છબી હમેશાં તેમના અંતઃકરણમાં રમ્યા કરતી હતી. મોટી છોડી પેંટી ઘણી ખૂબસુરત નહોતી; તથાપિ તે ઘણી સ્વચ્છ રહેતી. તેનો સ્વભાવ એવો તો આનંદી અને ખુશકારક હતો કે "તે બહુ રૂપાળી નથી" એ વાત સર્વના ધ્યાન-

માંથી જતીજ રહેતી હતી. તેની નાની બેન **ફેની** ઉપર તે ઘણી મમતા રાખતી. આ **ફેની** ઘણીજ રૂપાળી હતી તે સાથે તે સાદી, નમ્ર, અને માયાળુ સ્વભાવની હતી. તેથી તેના આડોશી પાડોશી પણ તેને ઘણી ચહાતાં હતાં.

**ફ્રૅંકલાંડે** પોતાના મોટા છોકરા **જ્યોર્જને** ખેતીનું કામ શીખવ્યું હતું. હલેતી ઉમરના પ્રમાણમાં એ કામમાં તે સારો પ્રવીણ થયો હતો. ખેતરની વ્યવસ્થા રાખવામાં અને કામકાજ કરવામાં પોતાના પિતાને તે મદદ કરતો; અને તેથી લેશમાત્ર પણ વખત કે પૈસા બગાડ્યા સિવાય તે ઘણો સારો અનુભવ મેળવી શક્યો. તેનો પિતા તેની સાથે એક મિત્ર તરીકે વર્તતો અને પોતાના કામકાજની વાતો ખુલ્લા દીલથી કરતો; તેથી **જ્યોર્જ** પણ પિતાનું કામ તે પોતાનુંજ ધારતો, અને હાલના છોકરામાં જ્યારે પર આવેછે, કે રોજગારે વળગી બે પૈસા કમાતા ધમાતા થાય છે, એટલે 'ગરજ સરી કે વૈદ્ય વેરી' ની માફક પોતાના માતા પિતાને તજીને જેમ તેઓ જૂદા પડે છે, તેમ આપણો જ્યોર્જ સ્વપ્નામાં પણ વિચારતો નહિ.

વચટ છોકરા **જેમ્સને** વેપાર ખાતામાં નાંખ્યો હતો, અને એ ખાતાના માણસને ઉપયોગી સર્વ ગાહિતી એને આપવામાં આવી હતી. નાગરિક રીતભાત અને પ્રમાણિકપણા ઉપર તેને ઘણી પ્રીતિ હતી.

સર્વથી નાનો છોકરો **ફ્રૅંક** તેના બે મોટા ભાઈઓ કરતાં વધારે આનંદી સ્વભાવનો હતો. જ્યારે તે નાનો હતો ત્યારે તેનો પિતા તેને વારે વારે શિખામણ દેતો કે "જો તું બરોબર સંભાળ નહિ રાખે તો તારા લપલપિયા સ્વભાવને લીધે આગળ ઉપર તું મોટી મુશીબતમાં આવી પડીશ; અને આરંભેલું કામ પૂરૂં કરવાની દૃઢતા નહિ રાખેતો ગમે એવી ચાલાક બુદ્ધિ હશે તે છતાં પણ તને બિલકુલે લાભ થવાનો નથી." **ફ્રૅંક**, જે પિતાને ખરા દિલથી ચાહાતો હતો તેમના મોંમાંથી નીકળેલા શિખામણનાં વાક્યોએ તેનાપર એવી તો સજ્જડ અસર કરી કે તે પોતાના સ્વભાવિક ઉછાંછળા સ્વભાવને સુધા-

રવાની પુષ્કળ સંભાળ લેવા લાગ્યો. તેમજ ધીરજ અને ઉદ્યોગ શી-ખવાનો પ્રયત્ન કરવા મંડ્યો. એ ત્રણે ભાઈઓ રસાયણપ્રયોગથી મિશ્રિત કરેલી કોઇપણ ધાતુની સાંકળથી જાણે એકબીજાની સાથે ઘણુંજ જોડાઈ ગયા હતા; અને તેમનું એ જોડાણ તે તેમના સુ-ધારા તથા આનંદનું મૂળ હતું.

**ફ્રૅંકલાંડ**ના જન્મ દિવસની સાંજે તેનું આખું કુટુમ્બ પોતાની વાડીના મંડપમાં ગયું, અને દરેક જણે ખુલ્લા દિલથી તથા નિખાલસ મનથી પોતપોતાની બાબતો સંબંધી વાતો કરવા માંડી. જેને પોતાનાં છોકરાંઓનો પૂર્ણ વિશ્વાસ હતો તે સુખી પિતા **ફ્રૅંકલાંડે** પોતાના નાના છોકરા **ફ્રૅંક**ને હસતે વદને પરંતુ ગંભીરાઈથી કહ્યું કે "મારા વહાલા **ફ્રૅંક, જેસી બૅટસ્વર્થસ** સાથે લગ્ન કરવાને જો તું ચહાતો હોય તો હું તે છોડીને ચહાવાનો પ્રયત્ન કરીશ. તે પૈસાદાર નથી એ વાત ધ્યાનમાં પણ નહિ લેઉં; લગ્નસબંધી બાબતોમાં પૈસો ધ્યાનમાં ન લેવો જોઈએ. કોઈપણ પ્રકારે એનો બદલો આપણે અંદર અંદર વાળીશું. પરંતુ **ફ્રૅંક**! એના વિષેશે મત મેં બાંધ્યો છે તે પ્રથમથી સ્પષ્ટ અને યથાસ્થિત તને કહુંવો એમાંજ મારૂં તથા તારૂં બન્નનું શ્રેય છે હું ધારૂં છું કે જેણે ઘણા જણને પ્રથમથીજ હા-કહી પછી તુચ્છકારી કાઢ્યા, તે તને પણ, તારા કરતાં કોઈ સારો મળશે તો તુચ્છકારી કાઢ્યા વિના રહેશે નહિ." **ફ્રૅંકે** જવાબ દીધો કે " પિતાજી! જો એમ છે, તો હું ઉતાવળીઓ નહિ થાઉં; હવે હું એની સાથે કંઈપણ વાત કરતા પહેલાં થોડીવાર વિચાર કરીશ. તમે મારાપર જે મમતા બતાવી છે તે હું કદી ભૂલનાર નથી તથા તેને માટે તમારો અતિ ઉપકાર માનું છું."

આવી આવી કેટલીક બાબતો તથા ઘર, નીતિ, વ્યવહાર સં-બંધી અંદર અંદર વાતો કરી આખું કુટુંબ સુખશાંતિમાં રાત્રે સૂઈ ગયું.

આ બીના બની તેને બીજે દિવસે સવારમાંજ **જીલિંગજેસી**[1] પોતાની નાની બેન **સોસીસેલીને**[1] સાથે લેઈ **પેટી*** અને ***ફ્રેની**ને

[1] **બૅટસ્વર્થ**ની છોકરીઓ. ***ફ્રૅંકલાંડ**ની છોકરીઓ.

મળવા આવી. બંને એનો કંઈ ખુશખબર લાવી હતી અને તે કહેવાને માટે ઘણી ઉત્સુકતા બતાવતી હતી. **જેસી**એ કહ્યું "આજ રાત્રે મને સ્વપનું આવ્યું કે જાણે એક અમીરે તેની હીરા જડિત વીંટી મારી આંગળીએ પહેરાવી. કોણ કહે છે કે એ ખરૂં ન પડે?! કેમ **ફેની** તેં કાંઈ નવાજુની સાંભળી છે? અને **પેટી** તું કાંઈ નવાઈનું જાણેછે કે?" **સેલી**એ કહ્યું "તેઓ તો કોઈ દિવસ કાંઈ નવાજૂની સાંભળતાંજ નથી!" **જેસી**એ કહ્યું "ઠીક, ત્યારે હું કહું તે સાંભળો. અમારો સગો કપ્તાન **બેટસ્વર્થસ** શિકાર કરતાં મરણ પામ્યો છે. એણે પરદેશમાં ઘણા પૈસા એકઠા કર્યા હતા, અને તે સઘળી દોલત અમને વારસામાં મળી છે."

**સોસીસેલી** બોલી કે "કાલે રસ્તામાં **મીસિસ ક્રેડોક** મને ધક્કો મારીને ચાલી ગઈ તેમ હવે તે કેવી જાયછે તે હું જોઈશ! જેવી એ એક સુંદર સ્ત્રી થઈને ફરેછે તેવી હું પણ ભભકો મારીને ફરીશ, અને એની માફક બીજા લોકોને ધક્કા મારી વેગળા ખસેડીશ."

**ફેની** અને **પૅટી**એ ખરા અંતઃકરણથી પોતાના પડોશીની ચડતીને માટે તેમને મુબારકબાદી આપી; પરંતુ પૈસાદાર થવાથી ધક્કા મારવામાં **મિસિસ ક્રેડોકની** હરીફાઈ કરવી એ નિરૂપયોગી અને પશ્ચાતાપ લાવનારૂં છે એમ તેમણે માન્યું.

**સેલી**એ કહ્યું "**પૅટી**, તું તારા કામમાં ગૂંથાઈને કેમ બેશી રહી છો! તું અમારી અદેખાઈ કરે છે કે શું?" **પૅટી**એ ઉત્તરવાળ્યો "જે આળસુ છે તેની હું બિલકુલે ઈર્ષ્યા કરતી નથી." **સેલી**એ કહ્યું "વાહ, બહુ સારી વાત! અમે આળસુ છીએ તેને માટે પરોક્ષ રીતે ઠપકો દેતાં જણાઓછો! પણ આમ કરવાથી હું આળસુ મટીને કામ કરવા મંડુ એ તમારે સ્વપ્નામાં પણ આશા રાખવી નહીં. તમારા મનમાં એમ છે કે તમે સારી કેલવણી લીધી છે, અને તેથી આપણું આખું પરગણું તમારો દાખલો લઈને વર્તે; પણ હવે તમને માલૂમ પડશે કે બીજા માણસો પણ લોકોના પ્રિય થઈ પડેછે, અને મોટા માણસોની સાહેબી ભોગવેછે. બેશક કેલવણી એ સારી ચીજ છે, પણ મારા ધારવા પ્રમાણે તો દુનિયામાં પૈસો વધારે

ઉપયોગી છે. તમે તમારી આખી જીંદગી પર્યંત સારાં કહેવડાવવાને અત્રેજ નિરાશ મોંઢે બેશી રહો. ગમે તેમ થશે તોપણ હું તમારી માફક ઘાંચીના બળદની પેઠે કામમાંને કામમાંજ પડી રહેવાની નથી! કોઈ અમારી મશ્કરી કરેછે તો તે અમને ઘણુંજ લાગેછે!"

**પેટીએ** કહેલુંજ હતું કે' હું તમારી ઈર્ષ્યા કરતી નથી'તેથી પોતે ઘણી ગુસ્સે થઈ હતી, અને તેને ચીડવવા માટે 'નિશ્ચય કરી નેજ આ ટાયલું ટીચ્યું હતું. પોતાનેવધારે કહેવાનું બાકી રહ્યું હતું; પરંતુ બોલતે બોલતે એટલો બધો શ્વાસ ચડી ગયો કે આગળ બોલાયુંજ નહીં. **પેટીની** સહનશક્તિ **સેલીએ** કરવા ધારેલી અજમાયશને હઠાવે તેવી હતી. જ્યારે **સેલીને** માલૂમ પડયું કે એના પ્રત્યે મારૂં કાંઈ ચાલશે નહિ" ત્યારે તેની બેન **ફેની** ઉપર તે ઉતરી પડી. તે કહેવા લાગી કે 'પોતાના પ્રિયતમ તરફ હવે પછી **મીસ ફેનીથી** મગરૂરી અને ટચાકીથી નજર નંખાશે નહીં." આ સાંભળીને **ફેની** શરમાઈ ગઇ; કારણ કે તેને માલૂમ પડયું કે આ ટીકા **વાઈલ્ડ ઉવીલને** લગતી હતી. તે **ઉવીલને** ચહાતી હતી, પરંતુ કોઈપણ દિવસ તેણે બતાવ્યું નહોતું, કે "હું **ઉવીલને** ચાહુછું." તેથી તેણે શાન્તતાથી જવાબ આપ્યો કે "હું કોઈની સાથે મગરૂરીથી વર્ત્તતીજ નથી, પણ જો તમે તમારા ભાઈ **ઉવિલ્યમ** વિષે કહેતાં હો તો મારે એટલુંજ કહેવાનું કે એમને પૈસા મળ્યા તેથી કરીને એમના વિષેનો મારો અગર મારા પિતાનો વિચાર કદી પણ બદલાવાનો નથી." આ પ્રમાણે વાતચિત થતી હતી, તેટલામાં **ફ્રેંક** ત્યાં આવી પહોંચ્યો. **ફ્રેંકે** તરતજ સાંભળ્યું હતું કે **બેડસ્વર્થના** કુટુંબનું નશીબ એકદમ ઉઘડી ગયું છે. પૈસાદાર થવાથી **જેસી** હવે કેવી તરેહથી વર્તેછે, તે જોવાને તે ઘણો ઉત્સુક હતો. તે વિચાર કરવા લાગ્યો કે '**જેસી** વિષે મારા પિતા જે મત બાંધેછે તે ખરો છે, કે હું બાંધુંછું તે ખરો છે, તે શોધી કાઢવાની આ તક સારી આવીછે."

**જીલ્ટીંગ જેસીએ** ખરેખર એમજ બતાવ્યું હતું કે "હું **ફ્રેંકને** ઘણુંજ ચહાઊંછું." પરતું તેની સ્થિતિમાં આ અકસ્માત ફેરફાર થવાથી તેના સઘળા વિચાર અને મનોભાવ બદલાઈ ગયા હતા.

સઘળાં બેઠાં હતાં ત્યાં **ફ્રેંક** આવ્યો કે તરતજ **જેસી** જવાની ઘણીજ ઉતાવળ કરવા મંડી, અને જો કે તેને માલૂમ પડ્યું કે "**ફ્રેંક**ને મારી સાથે ખાનગી વાતચિત કરવી છે" તે છતાં તેણે બીજા સાથે આ-ડી દોઢી વાત કરીને ફ્રેંકની સાથે વાત કરવાની તક ચૂકાવી: આખરે જ્યારે તે બારીમાંથી ડોકીયું કાઢી "વરસાદ આવેછે કે બંધ પડી ગયો છે" તે જોવાને જતી હતી ત્યારે ફ્રેંકે તેની પાછળ જઈ કાનમાં કહ્યું કે "આટલી બધી ઉતાવળ કેમ કરોછો? થોડીવાર તો અમારી સાથે બેસો, તથા ખુલ્લાસાથી વાતચિત કરો. બેશક કોઈપણ દિવસ તમે આટલી બધી ઉતાવળ કરતાં નહોતાં."

આ સાંભળીને **જેસી** એકદમ બોલી "વાહ **ફ્રેંક** ! શા માટે હમેશાં તમે મારી સાથે નકામા લમણાં ઝીકોછો?" આટલું કહી તે બારી ઉઘાડી, પોતાનું ડોકું આગળ કાઢી, ચિંતાથી વાદળા સામું જોવા મંડી. ટેબલપર કેટલાંક ગુલાબનાં ફૂલ પડ્યાં હતાં તેમાંથી એક ફૂલ લેઈને ફ્રેંક બોલ્યો "વાહ ! આ ફૂલની સુગંધી કેવી મીઠી છે ! આજ ફૂલ તમને વધારે પ્રસંન્ન છે. જુવો મેં એને ઠીકઠાક કર્યું છે અને હવે એ ઘણુંજ સારૂં દેખાયછે તમારા અં-બોડામાં એ સારૂં શોભશે." આટલું કહી ફ્રેંક હમેશની માફક **જે-સીના** અંબોડામાં તે ખોસવા ગયો; પરંતુ તે ધિક્કાર બતાવી વે-ગળી ખશી અને કહેવા લાગી કે "મિ. ફ્રેંક! એ ફૂલ ભીનું છે, તમે મારો નવો પોશાક બગાડશો. આવી છોકરવાદ જવા દો અને કાંઈ સભ્યતાથી વર્તો. મને તમે હમેશાં અનાડી અને આંખોના પાટા જેવા લાગોછો"

ફ્રેંક બોલ્યો "હમેશાં !! ખરેખર, તમે હમેશાં આવું નહોતાં ધારતાં, અને કદાચ ધારતાં હશો તો કહેતાં તો નહીંજ." **જેસીએ** જવાબ દીધો કે "જો એમ હોય તો હું હાલ એવું ધારૂંછું અને કહુંછું; કેમ હવે બસ થયું?! ફ્રેંક બોલ્યો "જો તમે મશ્કરીમાં ન કહેતાં હો તો બસ કરતાં પણ વધારે થયું! પરંતુ તમે મશ્કરીમાં ન કહેતાં હો એવું હું નથીજ માનતો. **જેસીએ** ઉત્તર દીધો "માનવું ન માનવું એ તમારા હાથમાં છે. હું જે કહુંછું તે તમે જો માની શકતા

નથી તો તેમાં હું શું કરૂં! પરંતુ આ ખરૂં જ છે અને તે બરોબર યાદ રાખજો, સાહેબજી." ફ્રેંક બોલ્યો "અરે જેસિ! શું આખરે આજ પરિણામ નિવડયું કે?!" જેસિએ કહ્યું "શું પરિણામ? ખરેખર હું સોગન ખાઈને કહું છું કે તમે શું કહોછો તે હું સમજી શકતી નથી!" ફ્રેંક બોલ્યો "મને લાગેછે, કે તમારા વિષેની સર્વ સમજણ મને અત્યારેજ પડેછે." જેસિએ કહ્યું "કદાચ એમ હશે; પરંતુ અત્યારથીજ એક બીજાના વિચારો સમજાયા એટલે વળી આટલેથીજ પત્યું."

આટલું કહી તે ચીડાઉ તરૂણી ફ્રેંકના ગુલાબના ફૂલથી પોતાના પોશાકપર પડેલા છાંટા લૂછી નાંખવા આઈના તરફ ચાલી ગઈ. ફ્રેંક તરતજ એની પાછળ ગયો અને કહ્યું, કે "મારે ફક્ત એકજ વાત પૂછવી છે, પછી થયું. તમારામાં જે ફેરફાર થયો છે તે મારા કંઈ ખોટું લાગે તેવું કહેવાથી કે તમે એકદમ ધનાઢ્ય થઈ ગયાં તેથી?" જેસીએ જવાબ દીધો "સાહેબજી! હું શી રીતે વર્તુંછું તે વિષે પૂછપરછ કરવાનો કોઈનો કંઈ અખ્તિયાર નથી; એ પ્રશ્ન ઉઠાવવાની તમને શી સત્તા છે તે મને કાંઈ સમજાતું નથી. જાણે તમે મારા શેઠ અને મુરબ્બી હો તેમ પૂછોછો; પરંતુ તમે તેમાંના કાંઈ નથી, અને તેમ થનાના પણ નથી! જાઓ ઈશ્વરનું ભજન કરો."

થોડીક પળ સુધી ફ્રેંકના પ્યાર અને સમજશક્તિ વચ્ચે ભાંજગડ ચાલી. તે સ્તબ્ધ થઈને ઉભો રહ્યો; પરન્તુ તરતજ પોતાની મુખમુદ્રા ફેરવીને તેનાજ શબ્દોમાં કહ્યું કે "જાઓ ઈશ્વરનું ભજન કરો." આટલું કહી સ્વાભિમાન રાખી તેની પાસેથી ચાલી ગયો, અને તે પછી કોઈપણ દિવસ જેસિના સામું પણ ન જોયું

ફ્રેંકે આ બનાવ બન્યા પછી પોતાના વ્હાલા પિતાને કહ્યું "પિતાજી! જેસિના સ્વભાવથી મારા કરતાં તમે વધારે માહિતગાર ખરા. ગયે વર્ષે મેં એની સાથે લગ્ન ન કર્યું તેને માટે હવે મને ઘણો આનંદ ઉત્પન્ન થાયછે. તે વખતે એ મને ચહાતી હોય એમ જણાતું હતું, અને કદાચ તે વખતે એ મને પરણી પણ હોત. મારા

મનમાં એમ આવતું હતું કે જેસિપર તમારી કફામરજી છે; પરંતુ પ્યારની અંદર હું જેવો આંધળો થઈ ગયો હતો તેવા આપ થયા નહોતા. હવે મને ખુશીની સાથે માલૂમ પડ્યું કે આપનું કહેવું અક્ષરશઃ સત્ય હતું."

તેના વૃદ્ધ પિતાએ જવાબ દીધો "મારા અતિ વહાલા ફ્રેંક ! મને આશા છે કે હવે પછી જ્યારે તમારા વિચારને હું મળતો ન આવું ત્યારે તમે મને કોઈ દિવસ એમ નહિ ધારો કે હું કોઈનાપર કફા છું. જો કદાચ તેં એની સાથે લગ્ન કર્યું હોત તોજે મ મેં તને કહ્યું હતું તેમ દુનિયામાં તું સારી રીતે નભી શકે તેવી ગોઠવણ કરવાને મારાથી બનત તેટલું કરત. હું કદી પણ તારાપર ગુસ્સે ન થાત, પરંતુ તારા એક પળના તુરંગને લીધેજ આખી જીંદગીપર્યંત તેં તારી મેળે દુઃખદરિયામાં ઝોકાવી દીધું હોત, તેને માટે હદ ઉપરાંત દિલગીર થાત; ત્યારે તને પ્રથમથી ચેતવણી આપવી એ શું સૌથી સરસમાં સરસ નહોતું? મારા લાંબા વખતના થોડા ઘણા અનુભવનો લાભ મારાં છોકરાંને ન આપું તો બીજા કોને આપું? વળી લગ્ન કરવું એ કાંઈ નાનીસૂની બાબત નથી. સ્ત્રી એ કંઈ એકાદ દિવસ, મહિનો કે વર્ષ ચાલે તેવી નિર્જીવ વસ્તુ નથી. પરન્તુ જેની સાથે આપણું જન્મારા સુધી પાનુ પડવાનુ, તથા જેના સદ્‌ગુણ, મમતા, પ્યાર તથા સુવિવેક વગર આપણે જીવનપર્યંત દુઃખી, પણ જેના ખરાબ સ્વભાવ, દુર્ગુણ તથા દુષ્ટ વર્તણુકને લીધે આપણો આખો ભવ નકામો થઈ પડે, ને સુખે બેસી રોટલો ખાવાનો પણ ન મળે, તેવી સ્ત્રીની બાબતમાં આંધળીયાં કરવાં, તેવું દુનિયામાં બીજું કશુંએ આશ્ચર્યોત્પાદક નથી! તેટલા માટેજ મારે પ્રથમથી તને ચેતાવવો પડ્યો હતો."

જે માયાળુ શબ્દોવડે ફ્રેંકના પિતાએ તેને બોધ દીધો તે શબ્દોથી એના ઉપર ઘણી સારી અસર થઈ. ફ્રેની આ વખતે હાજર હતી. તેણે આ સાંભળીને તરતજ પોતાના પિતાના હાથમાં એક પત્ર મૂક્યો અને કહ્યું કે "પિતાજી! ઉવીલ બેટસ્વર્થસતરફથી આ ચીઠી

મને હમણાંજ મળીછે. તમારા વિચાર પ્રમાણે એનો ઉત્તર શો આ-પવો જોઈએ તે કૃપા કરીને કહો!"

અગર જો કે ફેનીને **વાઇલ્ડ ઉવીલ**ની વર્તણુંક પૂર્ણ રીતે પ્રસન્ન નહોતી તથાપિ તેનું મન **ઉવીલ** માટે થોડુંક ખેંચાતું હતું; કારણ કે તે પ્રથમ ઉદાર સ્વભાવનો જણાતો હતો તથા તેની કેટલીક રીતભાત મન આકર્ષે તેવી હતી. તે એમ ધારતી હતી કે તેની ઉદ્ધતાઇ તેના આનંદી સ્વભાવને લીધે હતી; અને તે થોડીક વખત-માં કોઇક સારે ધંધે વળગશે; પરંતુ તેણે આ આશા અને તેના ત-રફનું વલણ પોતાના પિતા સિવાય સર્વેથી છાનાં રાખ્યાં હતાં. **વા-ઇલ્ડ ઉવીલ**ને "ફેની મને ચહાય છે" એમ માનવામાં ઉમેરો ક-રવાનું કાંઈપણ ચિન્હ તેણે બતાવેલું નહોતું. તેના પિતાનો આ જુવાનિયા માટે સારો વિચાર નહોતો. અને **ઉવીલ**ને તરતજ નિકટ સંબંધમાં નહીં લાવવાને ફેનીને તેણેજ શીખામણ આપી હતી. તેનો લખેલો કાગળ એટલો બધો ખરાબ હતો કે તે વાંચતાં કાંઈ પણ અર્થ બેસે નહિ. પત્રની મતલબ એવી હતી કે ફેનીએ પોતાના ઘરમાંથી છાનામાના નિકળીને **ઉવીલ**ની સાથે પરગામ નાસી જવું.

* * * * * * * *

પહેલીવાર જ્યારે આ કાગળ વાંચ્યો ત્યારે પોતાની સ્થિતિમાં ફેરફાર થવાથી **જીલિંગ જેસી**ની માફક તેના ચાહનારાએ પોતાનું મન ફેરવી ન નાંખ્યું તેને માટે ફેની કંઈક ખુશી થઈ; પરંતુ જ્યારે તેણે તે કાગળ બીજીવાર વાંચ્યો ત્યારે તેને માલૂમ પડયું કે આવો નિમકહરામ પુત્ર, નિમકહલાલ પતિ થઈ શકે એ અસંભવિત છે. તેણે વિચાર્યું કે "મતભેદ પડવાને લીધેજ તે મને વધારેને વધારે ચ-હાય છે; કારણ કે તેનાજ કહેવા પ્રમાણે જ્યાંસુધી તેની માતુશ્રી એ-ના સામી નહોતી થઈ ત્યાંસુધી તે મને વધારે ચહાતો નહોતો." એ કાગળને છેડે લખેલું હતું કે "પાછળ જુઓ" પરંતુ એજ લ-ખાણ એટલું બધું ચહેરાઈ ગયું હતું કે ફેનીએ એમજ ધાર્યું કે એને પો-તાનું કામ લખ્યા પછી હમેશાં રમકડાં કહાડવાની ટેવ પડી છે, તેવું આ એક રમકડું હશે;" તેથી ફરીને તે કાગળ જ્યારે તેણે

તેના પિતાના હાથમાં મૂક્યો ત્યારે અથવા તે પહેલાં તાજાકલમ વાંચી નહોતી. એના પિતાએ "પાછળ જુવો" એ ઉકેલ્યું અને કાગળ ફેરવી વાંચ્યું. તેની મુખ્ય મતલબ એ હતી કે હું જાણુંછું કે તારો બાપ મને ચહાતો નથી, તેમ તારા ભાઈ પણ આડા આવશે. તોપણ હું તેમની દરકાર રાખતો નથી; તારી ખુશી હશે તો મારી ધારણા પાર પાડવાને સમર્થ છું વિગેરે.

**ફેનીને** આથી એટલું બધું લાગ્યું કે તે તદન આભીજ બની ગઈ, તેના મુખનું સર્વ નૂર ઉડી ગયું અને જો તેના પિતાએ તેને ઝાલી લીધી નહોતતો તે મૂર્ચ્છા ખાઈને નીચે પડત. તેને શુદ્ધિ આવી અને બોલવાની જરાક શક્તિ આવી કે તરતજ બોલી ઉઠી કે "ઉ**વીલ્યમ**પર મારી જે થોડીકે મમતા હતી તેનાપર મેં આજે પાણી ફેરવી દીધુંછે." પછી પોતાના બાપે પ્રથમથી એની ચાલ વિષે ચેતવણી આપી હતી તેને માટે તેનો ઉપકાર માનવા મંડી. તેણે કહ્યું "અરે પિતાજી! તમે મને તમારી સાથે કાંઈપણ વાત કરતાં બીવાની સાફ મના કરી હતી તેને લીધે મને કેટલું બધું સુખ થયું છે! જો એમ ન થયું હોત તો હું કદી પણ તમને મારા મનની વાત કહેત નહિ, અને હું આ વખતે કેવા છળપ્રપંચના પાશમાં પડી હોત તેનો તમેજ વિચાર કરો! જો તમારૂં કહેવું મેં લક્ષમાં ન લીધું હોત તો આ માણસને મેં ઉત્તેજન આપ્યું હોત, અને તેથી તેના વિષેના મારા વિચારમાં કદીપણ ફેરફાર થાત નહિ. તો પછીથી મારી શી વલે થાત! ઈશ્વર જે મતી સુઝાડે તે સારાને માટેજ.!"

અત્રે કહેવાની કંઈપણ અગત્ય નથી કે આ પત્રના ઉત્તરમાં **ફેનીએ ઉવીલ**ને માથામાં વાગે તેવી ના પાડી. **ફ્રેંકલાંડ** અને **બેટવર્થસ**ના કુટંબ વચ્ચેના સઘળા વ્યવહારનો હવે અન્ત આવ્યો. **ફેની ઉવીલ**ની સાથે પરણી નહિ તેથી તે ગુસ્સે થયો હતો, અને **ફ્રેંક જેસિ**પર હવે ફિદા નહોતો થઈ જતો તેથી તે પણ તેટલીજ કરડાકીથી જોવા લાગી. તેઓએ હવે **ફ્રેન્કલાંડ**ના કુટુંબ પ્રત્યે ધિક્કારવૃતિથી જાવા માંડયું અને જાણે તે પોતાથી હલકી પંક્તિના

હોય તેમ વર્તવા લાગ્યાં. કેપ્ટન **બેટસ્વર્થસે** જે ભવિષ મૂકી ગયો હતો તેનો આશરો ૨૦૦૦૦૦ રૂપિયાનો હતો. તેમના શહેરમાં રહેનારા સૌથી ધનાઢ્ય માણુસની માફક મોજશોખથી રહેવામાં, સારાં સારાં મિષ્ટાન્ન ખાવામાં, તથા સદ્‌ગૃહસ્થ ગણાવા બહોળે હાથે જેમ ફાવ્યું તેમ ખર્ચ કરવામાં, આ પૈસા વાપરવાનો તેઓએ નિશ્ચય કર્યો હતો. હમણાં તો **બેટસ્વર્થસના** કુટુંબને તેમના નવા ભભકામાં ડોલતા મૂકી **ફ્રેંક લાંડ** અને તેના કુટુંબની સાદી પણ બોધદાતા વાર્તા આગળ ચલાવીએ.

## પ્રકરણ ૨ જું.

### જે વસ્તુઓ વિષે શોધ અને મનન કરવાની ફરજ છે તે વસ્તુઓ સંબધી અજ્ઞાનતા દુષ્ટ દુર્ગુણનું કારણ છે.

**મિ૦ ફ્રેંકલાંડે** ઘણાં વર્ષ સૂધી ખંત રાખી મહેનત કરી પોતાનું ક્ષેત્ર એવું તો સારૂં કર્યું હતું કે તેની સ્થિતિના માણસો સાથે સરખાવતાં તે તાલેવન્ત હતો. તેનું ઘરબાર, બાગ, ખેતર અને તેની આસપાસની જગા એવી તો સ્વચ્છ અને સુખદાયક હતી કે તે રસ્તેથી જતા આવતા મુસાફરો “અહિં કોણ રહે છે?” એવું પૂછ્યા વગર આગળ પગલું ભરતા નહોતા. વટેમાર્ગુઓના જોવામાં ફક્ત બહારનો ભાગજ આવતો, પણ **ફ્રેંકલાંડના** ઘરના અંદરના ભાગની સાથે સરખાવતાં તે બહારનો ભાગ કંઈ સૌથી સારામાં સારો નહોતો. જો કદાપિ તેઓએ ડોકિયું કરી અંદર જોયું હોત તો જે સુખ, કુટુંબની ઐકમતાથી મોટા ભૂપતિના મહેલમાં કે ગરીબની ઝુંપડીમાં સરખી રીતે ભોગવાય છે તે સુખશાન્તિનું દર્શન તેમને ત્યાં થાત.

**મિ૦ ફ્રેંકલાંડ** પોતાના છોકરાઓને દુનિયાદારીમાં ધંધે વળગાડવાની ચિંતામાં પડ્યો હતો. પોતાના ક્ષેત્રની સંભાળ લેવા માટે જયોર્જને ઘર આગળ પુષ્કળ કામ હતું. જેમ્સે મન્મથ શહેરમાં મણિયારની દુકાન કહાડવાની ઈચ્છા બતાવી. તેથી તેને માટે માલ મંગાવ્યો તથા દુકાન પણ ભાડે લીધી. પરંતુ ભાડે લીધેલી દુકાનના છાપરાના એક ભાગમાંથી વરસાદનું પાણી અંદર આવતું હતું, તેથી જ્યાંસૂધી એ છાપરાની મરામત ન થાય ત્યાં સૂધી તે ત્યાં રહેવાને ખૂશી

નહોતો, અને તેથી સઘળો માલ પોતાના પિતાને ઘેર મૂકાવ્યો. એ ઘર મન્મથ શહેરથી એક ગાઉ દુર હતું. જેમ્સની ખૂશીથી તેની બેન પૅટીએ તેનો માલ ઉઘાડયો અને દરેક ચીજપર દુકાનની નિશાની કરવા લાગી. મોડી રાત્રે જ્યારે ઘરનાં સર્વ માણસ ઘસઘસાટ ઊંઘી ગયાં હતાં ત્યારે પૅટી ફક્ત પ્રીતની બાકી રહેલી પેટીપર નિશાન કરવા બેસતી હતી; પણ બત્તી તદ્દન બળી ગઈ હતી, તેથી નવી બત્તી લેવાને જેવી બારીમાં થઈને તે જતી હતી તેવામાં બહાર પુષ્કળ અજવાળું તેણે દીઠું. તપાસ કરતાં માલૂમ પડ્યું કે પોતાના ઘાસની ગંજી સળગી ઉઠી છે. તરતજ તે પોતાના બાપ તથા ભાઈઓને બોલાવવા દોડી ગઈ. તેમણે બધાએ આવી લાગેલી ગંજી હોલવવાને અને રહેવાનું ઘર બચાવવાને બનતો શ્રમ કર્યો; પરંતુ પવન જોરમાં અને ઘર તરફનો વાતો હતો તેથી સઘળી મહેનત વ્યર્થ ગઈ. હોલવવાનું કામ જેટલી ઝડપથી ચાલતું હતું તેના કરતાં ઘણીજ ઝડપથી અગ્નિ ફેલાતો હતો, તેથી એક કલાકની અંદર ઘર પણ સપાટા બંધ બળવા માંડયું. આ વખતે છોકરાઓએ સૌથી પહેલી સંભાળ એ લીધી કે તેમણે પોતાના વૃદ્ધ પિતા અને વહાલી બેનોને બચાવી બહાર કાઢયાં. ત્યાર પછી સઘળી સમયસૂચકતા વાપરી ઘરમાં જે ચીજ ઘણી કીંમતી અને હાથ આવે તેવી હતી તે એકઠી કરી બહાર લાવ્યા; તથા ગરીબ જેમ્સે વેચવા આણેલું કાપડ બચાવવાને સખ્ત મહેનત કરી. આશરે ત્રણ વાગ્યાને સુમારે અગ્નિનું જોર નરમ પડ્યું. દિવસના અજવાળાએ તેમના નુકશાનના દેખાવની દિલગીરી તાજી કરી નહિ ત્યાંસુધી થોડોક વખત બધાએ ઘરનો એક ભાગ પડેલો હતો તેમાં આરામ લીધો. ઘાસ દાણા વગેરે જે ચીજ ક્ષેત્રમાં હતી તે સર્વ બળી ગઈ હતી, અને ઘરની દીવાલો તથા અર્ધા બળેલા મોભ ફક્ત બચ્યા હતા. પરંતુ ત્યાં રહી શકાય તેમ નહોતું. એવી ગણત્રી કરવામાં આવી કે આ આગથી પાંચહજાર રૂપિયાનું નુકશાન થયું હતું.

ઘાસની ગંજી શી રીતે સળગી તે કોઈના જાણવામાં આવ્યું નહિ. એ ગંજી જયોર્જે ખડકી હતી. તેણે એમ માન્યું કે બરોબર

સુકાયા સિવાયનું ઘાસ ખડકવામાં આવ્યાથી અગ્નિ પ્રગટ થયો, અને તેથી તે પોતે પોતાનો બેહદ તિરસ્કાર કરવા મંડ્યો. તેના પિતાએ કહ્યું કે, ગંજી ખડકતી વખતે ઘાસ મેં તપાસ્યું હતું અને સૂંઘ્યું પણ હતું. એ ઘાસથી કાંઈપણ હરકત પહોંચે એમ તે વખતે મને જણાયું નહોતું. આથી ગરીબ જયોર્જનું અંતઃકરણ સહેજ સંતોષ પામ્યું; પરંતુ પૅટીએ જે શીળો સ્વભાવ બતાવ્યો તેને લીધે તેને વધારે સંતોષ થયો. એ ભલી છોડી કેટલાક કોયલાવાળી એક ડોલ લેઈ આવી, અને કહ્યું કે તે ઘાસની ગંજી પાસે પડેલી હતી. આ વખતે દાસી ત્યાં હાજર હતી. અગર જો કે તે બેફિકરી હતી તથાપિ પ્રમાણિક હતી. તેણે ઉતરેલે મહોડે પરન્તુ નિખાલસ મનથી કબૂલ કર્યું કે, 'ગઈ સાંજે મેં ભૂલથી એ ડોલ ગંજી પાસે મૂકી હતી. હું ચોકમાં થઈને ખાડામાં રાખોડી નાંખવા જતી હતી; પરંતુ સામેની ગલીમાંથી મારા સ્નેહીની સિસોટીનો સાદ મેં સાંભળ્યો, તેથી તેને મળવા જવાને એકદમ ત્યાં મૂકી અને રાખોડી ત્યાં નેત્યાંજ રહેવા દીધી. મેં ધાર્યું કે એમાં દેવતા નહિ હોય.' પોતાના બચાવવામાં તે આટલુંજ કહી શકી. તેના માયાળુ શેઠે તેને એ બેફિકરાઈને માટે ક્ષમા આપી, અને બોલ્યો કે 'દાસીએ પોતાની મેળેજ પોતાને અત્યંત ઠપકો દીધો છે તેથી હું એને કાંઈ પણ કહેવા ઈચ્છતો નથી.' આ પ્રમાણે જ્યારે તેનો શેઠ બોલ્યો ત્યારે તે પોતાને વધારે નિંદવા લાગી, છાતીફાટ રડવા લાગી, અને જ્યારે તેને એક સપ્તા કામે વળગાડી ત્યારેજ તેને કંઈક દીલાસો મળ્યો.

મિ૦ ફ્રેંકલાંડના કુટુમ્બે મિથ્યા શોક કરવામાં પોતાનો વખત ગાળ્યો નહિ, ઘર વગેરે ફરીથી બાંધવા સારૂ રોકડા નાણાની જરૂર હતી; તેથી જેમ્સે પોતાનું બચેલું કાપડ એક કાપડિયાને વેચી દીધું, અને ઉપજેલા પૈસા પોતાના પિતા પાસે રજુ કર્યા. તેણે કહ્યું કે, પિતાજી! જ્યારે તમે પૈસા આપવાને શક્તિવાન્ હતા ત્યારે તમે મને આ પૈસા આપ્યા હતા; પરંતુ હાલમાં તમારે તેની ઘણી જરૂરછે અને મારે એના વગર ચાલશે. હું મન્મથ શહેરમાં જઈને કોઈની દુકાને ગુમાસ્તો બેસીશ, ધીમે ધીમે આગળ વધીશ, અને મારૂં

ભરણુપોષણુ સારી રીતે કરીશ. જો હું આવી રીતે ન કરૂં તો તમે મને જે કેલવણી આપી છે તેનાપર પાણી ફરી વળે.' મિ૦ ફ્રેંકલાંડે આનંદાશ્રુ સાથે તે પૈસા લીધા અને કહ્યું કે આવા વખતે આનંદ માનવો એ કોઈને વિચિત્ર લાગે; પરંતુ સારાં છોકરાં હોવાથી આપોઆપજ આનંદ થાયછે. જ્યાંસુધી આપણે આવી રીતે એકુબીજાને મદદ કરવાને તૈયાર છીએ ત્યાંસુધી ગમે તેમ થાઓ તથાપિ આપણે કદી ભિખારી અવસ્થામાં આવી પડવાના નથી.તેમ કોઈપણુ રીતે આપણુને હરકત હેલો પણુ આવવાનો નથી. હવે આપણે ઘર બાંધવાનો વિચાર કરીએ. ફ્રેંક ! મને મારી ટોપી આપ. આ હાથમાં મને વા આવ્યો છે, અને આગ લાગી તે વખતની મને શરદી થઈ છે; પરંતુ કામ કરવાથી તે સઘળું મટી જશે એમ લાગે છે. મારે આળસુ થવું ના જોઈએ; આટલા બધા ઉદ્યોગી યુવાનોમાં હું આળસુ થાઉં તો મારે શરમાવું પડે.

આ બન્યા પછી કેટલેક દીવસે મિ૦ ફ્રેંકલાંડ અને તેના છોકરાઓ સખ્ત મહેનત લઈ ક્ષેત્રમાં કામ કરતા હતા તેવામાં એક બદશિકલ માણુસ ઘોડાપર બેશી ત્યાં આવ્યો, અને "તમારૂં નામ ફ્રેંકલાંડ કે?" એમ પૂછી જોઈ દરેકના હાથમાં એકેકું કાગળિયું આપ્યું. એ કાગળિયાં એવી મતલબની નોટીસનાં હતાં કે "તમે હાલ જે ગણોત આપોછો તેથી બમણું આપવાની ખૂશી ના હોય તો આવતા મહિનાની પહેલી તારીખ સૂધીમાં આ જમીન છોડી દેવી." આ નોટીસ વાંચી વૃદ્ધ ફ્રેંકલાંડે તે લાવનારને ઠંડેપેટે કહ્યું કે, 'સાહેબ આમાંકાંઈ ભૂલ થઈ હોય એમ માલૂમ પડેછે.' તે માણુસે જવાબ દીધો કે 'બિલકુલે ભૂલ નથી. તમને માલૂમ પડશે કે આ નોટિસ ખરી છે અને ખરી રીતે બજાવવામાં આવી છે. મેં થોડા દિવસપર તમારૂં ગણુવટ જોયું છે તેથી જણુાય છે કે ગયા બે માસમાં એની મુદ્દત પૂરી થઈ ગઈછે. અને તમે કાયદા અને ઈન્સાફથી ઉલટા વર્તી અગિયાર માસ વધારે કબજો રાખ્યો છે.' આ સાંભળી ફ્રેંક ગુસ્સાથી રાતો પીળો થઈ ગયો, અને વચ્ચે બોલી ઉઠ્યો કે 'મારા પિતા એમની આખી જીંદગીમાં કદી પણુ ન્યાય અને કાયદાથી ઉલટા વર્ત્યા નથી.' વૃદ્ધ

**ફ્રેંકલાંડે** ફ્રેંકના બરડે હાથ મૂકીને કહ્યું કે 'પ્યારા ફ્રેંક, શાન્ત થા શાન્ત! શાન્તિથી અમને બેને ખુલાસો કરવા દે. પછી તેણે નોટિસ લાવનારને કહ્યું કે, 'સાહેબ અહીંઆંજ ભૂલ છે. મારા ગણુવટની મુદત ગયા બે માસમાં પૂરી થઈ ગઈ એ વાત ખરી; પરંતુ મારા હસિલ દેશાઈએ ફરી ગણુવટ કરી આપવાનું મને વચન આપ્યું હતું.' તે માણસે એક ચોપડી તરફ જોઈને જવાબ દીધો કે, હું એ બાબત કાંઈ જાણતો નથી. તમે હસિલ દેશાઈ કોને કહોછો તે હું સમજી શકતો નથી. "હસિલ" કરી કોઈ આદમીનું વર્ણન કરવું એ કાંઈ રીત નથી; પરંતુ જો તમે **ફ્રાન્સિસ ફેલિંગસબી** વિષે કહેતા હો તો મારે કહેવું જોઇએ કે તે ગૃહસ્થ ચાલતા મહિનાની ૧૭ મી તારીખે ગુજરી ગયા.

**ફ્રેંકલાંડ** એકદમ બોલ્યો "શું મારા ભલા શેઠ ગુજરી ગયા?!! અરેરે! હું ઘણોજ દિલગીર છું!!" પેલા ગૃહસ્થે કંઈ પણ શોક દર્શાવ્યા વગર પ્રથમ પ્રમાણેજ ઉત્તર દીધો કે "તેનો ભત્રિજો **ફિલિપ-ફેલિંગસબી** તેનો કાયદેસર વારસ થયો છે, અને એના તરફનું મુખત્યારનામું લેઈ હું તેનું કામ કરૂંછું." **ફ્રેંકલાંડે** કહ્યું, પણ મારો ગણુવટ નવેસરથી કરી આપવાનું મને જે વચન આપવામાં આવ્યું હતું તે વિષે મિ. **ફિલિપ ફેલિંગસબી** કાંઈ પણ જાણતા નહિ હોય. તેણે કહ્યું 'તમો જાણતા હશો કે મોંથી આપેલું વચન સાક્ષી સિવાય કાંઈ પણ ઉપયોગનું નથી. એ અવાજે બાચકા ભરવા જેવું છે. એવા વચનને માટે મરનારના વાલીવારસો ન્યાય કે કાયદાની રીતે બંધાયેલા નથી. એ વચન જો સ્ટામ્પપર કે સાદા કાગળપર પણ લખેલું હોત તો તે એક જુદી વાત હતી.' **ફ્રેંકલાંડે** કહ્યું, ખરૂં છે સાહેબ! એ વચન લખેલું નહોતું; પરંતુ મેં ધાર્યું કે મારા હસિલ શેઠનું વચન લખેલાની બરોબર છે અને તેમ મેં મારા શેઠને કહ્યું પણ હતું.

એટલામાં ફ્રેંક બોલી ઉઠ્યો કે, "હા, ખરી વાત; જ્યારે તમે દેશાઈજીને ઉપર પ્રમાણે કહેતા હતા ત્યારે હું તમારી પાસેજ હતો. તેમણે કહ્યું કે 'મારૂં વચન હું લખીત કરી આપીશ. પ્રમાણિક

માણસોને એની ઓછીજ જરૂર છે. પરંતુ મારૂં શું થશે તે કોણ જાણેછે? અને મારા પછી કોણજાણે કોણે ધણી થાય. માટે ધંધા સંબંધી દરેક કામ લખીતજ હોવું જોઈએ. હું મારા એક પણ ખેડુતને ડગમગતી હાલતમાં રાખવાનો નથી. તમે તમારૂં ક્ષેત્ર સૂધાર્યું છે અને તે મહેનતનું ફળ લેવાને તમે લાયક છો'. ઉપર પ્રમાણે વાત ચાલતી હતી તેવામાં કેટલાક મિત્રો તેમને મળવા આવ્યા તેથી ગણુવટ લખી આપવાનું તેમણે મુલતવી રાખ્યું. બીજે દિવસે તે ઉતાવળથી શહેરમાં ગયા અને મને ખાત્રી થાય છે કે એમણે એમજ ધાર્યું હશે કે ગણુવટ લખી આપ્યું છે."

પેલા ગૃહસ્થે જવાબ દીધો કે, 'બહુજ સારો પુરાવો! પરંતુ તે પ્રસ્તુત વિષયને જરાએ લગતો નથી. મુખત્યાર તરીકે મારે મારા શેઠના હુકમ સિવાય બીજું કાંઈ પણ જોવાની જરૂર નથી. જો કદાપિ તમે લેખ બતાવો તો વળી બીજો વિચાર કરી શકાય. વારૂ હવે હું જાઉંછું. "ગમે તો બમણું ગણોત આપો અગર ક્ષેત્રનો કબજો છોડો" એ મતલબની નોટિસ મેં તમને પહોંચાડી છે તે બરોબર યાદ રાખજો.

તેના ગયા પછી ફ્રેંકે પોતાના પિતાને કહ્યું કે 'મિ૰ **ફિલિપ ફોલિંગ્સબી** તમારૂં કહ્યું માનશે. હું ધારૂં છું કે તે સદ્‌ગૃહસ્થ છે,તેથી વકીલની માફક વાત કરનાર આ નવા મુખત્યાર જેવો નહિ હોય.હું સઘળા વકીલોને ધિક્કારૂંછું.'તેના પિતાએ જવાબ દીધો કે ફ્રેંક! તારે એમ કહેવું જોઈએ કે "સઘળા અપ્રમાણિક વકીલોને હું ધિક્કારૂં છું." અગર જો કે મિ૰ **ફ્રેંકલાંડ**ના સ્વભાવની ઘણીએ અજમાએશ લોકો તરફથી થતી તોપણ તે કદી કોઈનો જીવ દુખાય તેવું બોલતો નહિ, કે કોઈને મર્મ વાક્ય પણ કહેતો નહીં. અને તેથીજ તેણે ફ્રેંકના વાક્યને ઉપર પ્રમાણે સૂધાર્યું હતું.

ઉપરની બાબતને થોડાક દિવસો વીત્યા બાદ નવો શેઠ પોતાના પરગણામાં ફરવા આવ્યો. અને વૃદ્ધ **ફ્રેંકલાંડ** તેને સલામ ભરવા ગયો. પણ આ શેઠને મળી શકવાની આશા નહોતી. આ વખતે તેનું મન ગાડી વાડીમાં રોકાયલું હતું, કામપર તેને કંટાળો હતો.

મોજમજા એજ એનો ધંધો થઈ પડયો હતો. પૈસો એ મોજશોખ ભોગવવાનું સાધન છે, અને જાગીરના ખેડુતો તે પૈસો પેદા કરવાનું યંત્રછે એમ તે ધારતો હતો. તે કાંઈ લોભી કે નિર્દય નહોતો, પણ અવિચારી અને ઉડાઉહતો. જ્યારે તેના હાથમાં કાંઈ પણ અખ્તિયાર નહોતો અને ભાતભાતની મજા મારવામાં કાળ ગુમાવતો, તે વખતે તેના બરોબરીઆમાં એથી કોઈને નુકસાન નહોતું. પરંતુ જ્યારે તે એક મોટી જાગીરનો ધણી થયો ત્યારે તેનાથી હલકી પંક્તિના માણસોને અને તેના ખેડુતોને એ દુર્ગુણથી ભારે ખમવું પડતું.

ખેડુત મિ૦ **ફ્રેંકલાંડ** કેટલાક વખતથી તેના શેઠ મિ. **ફ્રેલિંગ્સબીની** વાટ જોઈને તેના ઘર આગાડી ઉભો રહ્યો હતો. જ્યારે એ શેઠે બગીમાં બેસી ઘોડાની લગામ હાથમાં ઝાલી ત્યારે તેની બગી પાસે આવી ઉભો રહ્યો અને ટોપી ઉતારી માન આપ્યું. જેવી તેણે ટોપી ઉતારી તેવાજ તેના વૃદ્ધાવસ્થાને લીધે સફેત થયેલા વાળ પવનથી ઉડીને મોંપર આવ્યા. આ જોઈને મિ.**ફ્રેલિંગ્બીએ** કહ્યું, 'મારા મિત્ર! તમે ટોપી પેહેરો અને આ ઘોડાથી દૂર રહો; કારણ કે વખતે તે વગાડી બેસે એવો છે. કેમ તમારે મને કાંઈ કહેવું છે?' વૃદ્ધ **ફ્રેંકલાંડે** કહ્યું, 'સાહેબ આપની સાથે વાત કરવાને કેટલાક કલાકથી હું અહિં આવી ઉભોછું, પરંતુ જો હમણાં આપને પુરસદ ન હોય તો કાલે સવારે ફરીથી આવીશ.' મિ. **ફ્રેલિંગ્સબીએ** કહ્યું હા એમજ કરો. હાલ મારે ઘણું કામ છે તેથી એક મિનિટ પણ વિલંબ કરી શકું તેમ નથી; એમ કહી જાણે આખી દુનિયાનું ભલું જોરભર ઘોડા દોડાવ્યાથીજ થતું હોય એવા ડોળથી બગી મારી મૂકી.

તે પછી ઘણા દિવસ સૂધી આ વૃદ્ધ ખેડુત તેને મુકામે ગયો પરંતુ મુલાકાત થઈ નહિ. અને જ્યારે મળે ત્યારે એજ જવાબ મળતો કે "કાલે આવજો." કેટલાક કાગળો લખ્યા તેમાંથી એકનો પણ જવાબ મળ્યો નહિ. આખરે કંટાળીને તેણે એ દેશાઈના ખીમતગારને ૨૫) આપીને મુલાકાત કરી. આ વખતે મિ૦ **ફ્રેલિંગ્સબી** બૂટ પહેરતો હતો અને ઘોડાઓ તૈયાર થઈને ત્યાં આવતા હતા. **ફ્રેંકલાંડે** વિચાર્યું કે જેમ બને તેમ ટૂંકામાં વાત પતાવી દેવી,

તેથી પોતાની ખરી હકીકત ઝટ જાહેર કરી, પોતે કેટલાક વર્ષથી ખેતર સંભાળે છે, કેવો સૂધારો કર્યોછે, અને પાછળથી પોતા ઉપર કેવો દૈવકોપ થયો છે તે સર્વ કહ્યું. નવો પટો કરી આપવાનું વચન અને ખેતર છોડી દેવાને મળેલી નોટિસ, સંબંધી વાત ઉપાડતો હતો તે વખતે દેશાઈજી બૂટ પહેરી રહ્યા હતા. તે બોલ્યા કે, 'પટો નવો કરી આપવાનું વચન શું? હું એ વિષે કંઈપણ જાણતો નથી. ક્ષેત્ર છોડી દેવાની નોટીસ સબંધી કામ મારા મુખ્ત્યારનું છે. એ બાબત એને કહો. એ તમારી સાથે ન્યાયથી વર્તશે. મિ. ફ્રેંકલાંડા તમારે માટે હું ઘણો દિલગીરછું—ખરેખર હું અત્યંત દિલગીરછું. મુવો આ બૂટ બનાવનાર. તમને માલૂમ છે કે હમણાં હું કેવી સ્થિતિમાં છું! મને એક મિનિટની પણ ફુરસદ મળતી નથી. ફક્ત થોડાજ દિવસ માટે અમે પ્રગણામાં આવીએ છીએ. કાલ ઘોડાની સરતોમાં મારે જવુંછે, તેથી મને નવરાશ નથી. માટે મારા મુખ્ત્યાર મિ૦ ડીલને એ વિષે વાત કરજો. મારાબધાં કામ મેં એને સોંપ્યાં છે. મને ખાત્રી છે કે એ તમારી સાથે ન્યાયથી વર્તશે. જેક! જો પેલો ઘોડા આવ્યો કે,—

આ અવિચારી યુવાન દેશાઈની પાછળ પાછળ જઈને વૃદ્ધ ફ્રેંકલાંડે તેને કહ્યું કે, " એ બાબત મિ૦ ડીલને મેં કહ્યું પરંતુ તે એમ કહેછે કે લેખ વગર મોનું વચન અવાળે બાચકા ભરવા જેવું છે, અને તેથી આપના સિવાય બીજું કોઈ મારી દાદ સાંભળે તેમ નથી. સાહેબ! હું ખાત્રીથી કહુછું કે, હું આળસુ ખેડુત નથી. મારૂં ક્ષેત્રજ એ વિષે આપને ખાત્રી કરી આપશે." દેશાઈએ જવાબ આપ્યો કે " એ પ્રમાણે મિ૦ ડીલને કહો અને સમજાવો. આવી દરેક બાબત હું તેનેજ સોપુંછું અરે મને ખાત્રી છે કે તે તમારી સાથે ન્યાયથી વર્તશે. કામ કરવાને મને જરાએ નવરાશ નથી."

તરૂણ દેશાઈનો જવાબ 'હાડીઆને મન હસવુંને દેડકાનો પ્રાણ જાય' તેવો હતો. એજન્ટ ઉપર વિશ્વાસ રાખવામાં તે ભૂલતો હતો. ફ્રેંકલાંડનું ક્ષેત્ર લેઈ લેવા માટે કોઈ બીજા માણસે મિ.ડીલને સમજાવ્યો હતો, તે સાથે એક હુંડી પણ તેને લાંચ તરીકે આપી હતી. આથી

મિ૦ **ડીલ ફ્રેંકલાંડ**ની વિરૂદ્ધ ચાલી તેનું કહેવાનું માનતો નહિ. ધર્મીને ઘેર ધાડ! આખરે તેણે એ ખેતર **ફ્રેંકલાંડ** પાસેથી લેઈ લીધું અને કૃત્રિમ દીલગિરિ દર્શાવી કહ્યું કે મારાથી અન્યાયે કેમ વર્તાય? નવા ખેડુતે તમારા ઝુંપડાને ઠેકાણે એક ગૃહસ્થ રહી શકે તેવું ઘર બાંધવા કબૂલ કર્યું છે.

આ નવા કરારની મિ૦ **ફ્રૉલિંગ્સબી**ને કંઈપણ ખબર નહોતી. તેણે વગર વાંચ્યે પટાપર સહી કરી આપી હતી; અને પટા પ્રમાણે ન વર્તે તો ગુન્હેગારી તરીકે અર્ધિ સાંથ પ્રથમથી લેઈ લીધી હતી. અગર જોકે તે મોટો જાગીરદાર હતો તોપણ રોકડ નાણાંની તેને ઘણી વાર જરૂર પડતી. પોતાના શેઠને કામનો કંટાળો હતો તે છતાં તેને રાજી રાખવાને મિ૦ **ડીલ** બરાબર તજવીજ રાખતો. પોતાના વચનથી જુઠા પડી, બોલ્યુ અબોલ્યુ કરી, એક જુના અને લાયક ખેડુતને છેતરવાનું વૃદ્ધ **ફ્રૉલિંગ્સબી**ને કંઈપણ કારણ નહોતું. પરંતુ જૂના પટા જે વખતે તેને મોકલવામાં આવ્યા તે વખતે **ફ્રેંકલાંડ** સાથે થયેલી વાતચિત તે તદન વિસરી ગયો હતો. પરન્તુ તેનું વિસ્મરણ **ફ્રેંકલાં**-ડના કુટુંબને ઘણું દુઃખકરતા તથા આપત્તિના મૂળ રૂપ થઇ પડ્યું.

## પ્રકરણ ૩ જું.

### જ્યાં વિશ્વાસ છે ત્યાં નિમકહલાલીને માન મળેછે અને તેનો બદલો કવચિતજ મળતો નથી.

જે દિવસે તેઓએ પોતાનું ક્ષેત્ર છોડયું તે દિવસ આ કમનશીબ કુટુંબને માટે ખરેખરો દિલગીરી ભરેલો હતો. મિ. **ફ્રેંકલાંડના** બાપદાદા, **ફ્રૉલિંગ્સબી** કુટુંબના નિમકહલાલ ખેડુત હતા. આ સઘળાઓએ ક્ષેત્રમા કાંઈ કાંઈ ને કાંઈ પણ સુધારો કર્યો હતો. જ્યારે આ વાત સર્વના જાણુવામાં આવી ત્યારે આડોશી પાડોશીઓને ઘણીજ દયા ઉત્પન્ન થઈ અને મિ. **ફ્રૉલિંગ્સબી**પર ધીટકારનો વરસાદ વરસાવા મંડ્યા. પરંતુ આ વખતે મિ. **ફ્રૉલિંગ્સબી** તો આટકોટની સરતોમાં મશગૂલ થઈ રહેલો તે શાનો સાંભળે? સરતોમાં

જઈ પોતાના જીવજાન ઘોડાપર બેશી જ્યારે તે હજારો રૂપિઆની સરતો ખેલતો હતો તે વખતે આ વૃદ્ધ માણસ પોતાના કુટુંબને સાથે લઈને એક નાની ભાગીતૂટી ગાડીમાં બેશી નાની નેળને રસ્તે થઈ, જે ક્ષેત્ર પોતે ખેડયું હતું, અને જેની અંદર પોતે વાવણી કરી હતી, પરંતુ જેની પેદાશ તે કદી પણ લેવાનો નહોતો તે ક્ષેત્રને છેલ્લી સલામ કરતો ધીમે ધીમે જતો હતો.

ઘાસની ગંજી પાસે દેવતાની ડોલ ભૂલીજવાને માટે જેણે પોતાનેજ અતિ ઠપકો દીધો હતો તે **હાના** નામની દાસી આ વખતે પોતાના શેઠને મદદ કરવામાં બિલકુલે પછાત નહોતી. આ વખતે તો જાણે તેનામાં બમણું જોર આવ્યું હોય તેમ દીસતું હતું. અને અત્યાર સુધીમાં તેનામાં નહિ માલૂમ પડેલી હોંશિયારી અને સમયસૂચકતાનાં કેટલાંક ચિન્હો ઝળકવા લાગ્યાં; પરંતુ ખરૂં જોતાં ઉપકાર વૃત્તિને લીધે તેનામાં આ ફેર થયો હતો.

તે **ફ્રૅંકલાંડના** કુટુંબમાં રેહેવા આવી તે પેહેલાં એક ખેડુતને ત્યાં રહેતી હતી. તે ખેડુતને એક નાનું ક્ષેત્ર હતું અને તેમાં નાનું પણ સગવડ ભરેલું ઘર હતું. **હાનાને** યાદ આવ્યું કે એ ક્ષેત્રનો પટો ચાલતા વર્ષમાં પૂરો થવાનો છે, તેથી તે, પોતાને જે કરવાનું હતું તે સંબંધી કોઈને એક અક્ષર પણ કહ્યાકથ્યા વગર એક દિવસ સવારમાં ઉઠીને પંદર માઈલ સુધી ચાલી પોતાના જૂના શેઠને ત્યાં ગઈ. અને જો તે શેઠ એક વર્ષની સાંથના રૂપિઆ અગાઉથી લે તો પોતાના ૭ સાત વર્ષના એકઠા કરી મૂકેલા પગારમાંથી આપવાનું કહી **મિ. ફ્રૅંકલાંડને** તે ક્ષેત્ર આપવા માગણી કરી. પણ તેના જુના શેઠે તે દાસીના પૈસા લેવાની સાફ ના પાડી; કારણ કે **મિ. ફ્રૅંકલાંડ** અગર તેના છોકરા **જયોર્જ** તરફની તેને કાંઈ પણ જામીનગીરીની જરૂર નહોતી. તેણે કહ્યું કે "તેમની શાખ ઘણીજ સારી પડેલી છે અને **મન્મથ** પ્રગણામાં ખેતીનું કામ તેમના કરતાં સારૂં કોઈપણ સમજી શકતું નથી." તેણે ઘણી ખૂશીની સાથે પોતાનું ક્ષેત્ર **મિ. ફ્રૅંકલાંડને** આપવા કબૂલ્યું. પરંતુ તે ક્ષેત્ર માત્ર થોડાજ એકરનું હતું અને ઘર પણ એટલું બધું નાનું હતું કે તેમાં ત્રણ માણસ કરતાં

વધારે ભાગ્યે રહી શકે. તથાપિ હાલમાં બીજું મળે તેવું નહોતું. 'નહીં મામા કરતાં કેણુા મામા શા ખોટા' એમ ધારી તે લેવા તેમણે કબૂલ કર્યું. ગરીબ હાનાએ તે ક્ષેત્રનો કબજો તેમને સોંપાવ્યો; ને પોતે પણ તેમની પાસેજ રહી.

આ ક્ષેત્રની સંભાળ રાખવા મિ૦ ફ્રેંકલાંડ અને તેનો મોટો પુત્ર જયોર્જ રહ્યા. જેમ્સ કોઈને ત્યાં ગુમાસ્તો રહેવા મન્મથ ગયો ને ત્યાં કલેગહોર્ન નામના મણીઆરે જેમ્સને બે ત્રણ ઉમેદવારોમાંથી પસંદ કરી રાખી લીધો. મિ. કલેગહોર્ને કહ્યું "જેમ્સ! ત્રણમાંથી મેં તને પસંદ કર્યો એનું કારણ તું સમજયો? મને કાંઈ એવો તુરંગ નહોતો આવ્યો; પરંતુ એમ કરવાને કેટલાંક કારણ હતાં." જેમ્સે કહ્યું "તમારા મનમાં એમ આવ્યું હશે કે હું પ્રમાણિક અને સારી ચાલનો છું. હું ધારૂંછું કે તમે મારાં માતુશ્રીના સ્વભાવથી સારી રીતે વાકેફ થયેલાછો." મિ. કલેગહોર્ને કહ્યું કે "ખરીવાત; અને તે પહેલાં તમારે માટે પણ હું વાકેફ થયેલોછું. તમે કદાચ ભૂલી ગયા હશો, પરંતુ મને તો બરોબર સ્મૃતિ છે કે જ્યારે તમે નવ વર્ષના હતા ત્યારે તમારા માતુશ્રીએ લીધેલા માલના ભરતિયાના પૈસા ભરવા માટે તમે આ દુકાને આવ્યા હતા. એ ભરતીઆમાં દશ રૂપિઆની ભૂલ થઈ હતી, તે તમે ખોળી કાઢી પૂરેપૂરા પૈસા ભર્યા હતા. મને આશા છે કે હજુ પણ તમે હિસાબી કામમાં તેટલાજ હોંશયાર અને તેવા પ્રમાણિક છો. થોડાકજ વખતપર એક છોકરાપર મૂર્ખાઈ કરીને મેં વિશ્વાસ રાખ્યો; તે મને ઠગીને જતો રહ્યોછે. પરંતુ તેથી કાંઈ હું તમારા તરફ અણુવિશ્વાસુ નહિ થાઉં; કારણ કે તમને કેવી તરેહની કેલવણી મળેલી છે તે હું બરોબર જાણુંછું; અને તે કોઈપણ માણસ માટે મોટામાં મોટી જામીનગીરી છે."

આ પ્રમાણે નાનપણમાંથીજ સારી ચાલનો પાયો નંખાય તો એજીજ રીતે છોકરાંઓ તેમનાં માબાપની સારી શાખને પાત્ર થાય. આવી શાખ સર્વેથી અમૂલ્ય વારસો છે; પૈસાની ગમે તેવી ઈતરાજી થાય તથાપિ આ વારસો કોઈથી છીનવી લેવાય નહિ. સદ્દવર્તન તથા સારી

શાખની પાસે પૈસો ગુલામ છે. સદ્‌વર્ત્તનવાળાનો તથા સારી શાખ વાળાનો માનમરતબો જેટલો સારો હોય છે તેટલુંજ તેનું મન પણ ઉદાર તથા નિખાલસ હોય છે. તે આ લોકમાં માન પામેછે તેટલુંજ નહીં પરન્તુ પરલોકનું પણ હિત અત્રેજ સાધી લેછે.

**ફેની** અને **પૅટી** પોતાની સારી ચાલને લીધે ઘણી પ્રખ્યાત થએલી હોવાથી, જ્યારે તેઓ ઘેર રહી ગુજરાન ચલાવી શકે તેમ નહોતુ ત્યારે, ચાકરી ખોળવાને તેમને બિલકુલે શ્રમ પડયો નહિ. ઉલટા **મન્મથ** શહેરના મોભાદાર ગૃહસ્થો પોતાને ત્યાં તેમને રાખવાને માટે ઘણી ખૂશી બતાવવા લાગ્યા. **ફેની, મિસિસ હુંગરફોર્ડને** ત્યાં રહી. એ બાઈ એક સારા ખાનદાનની હતી. તે મગરૂર અને દયાળુ હતી, પરન્તુ તોછડી અને ઢોંગી (ભભકાને ચહાય એવી) નહોતી. તેને કેટલાંક છોકરાં હતાં, અને તેઓની સંભાળ રાખવાને માટેજ **ફેનીને** રાખવામાં આવી હતી.

મિસિસ **હુંગરફોર્ડે ફેનીને** કહ્યું "તરૂણ સ્ત્રી! મારાં છોકરાંની બાબતમાં હું તને જેમ કહું તેમ તારે ચાલવું, અને તેમ થશે તો આ ઘરમાં તારી જે બરદાસ લેવાશે તેને માટે તારે બિલકુલે પસ્તાવું નહિ પડે. આ ઘરની અંદર ચાકરથી તે શેઠ સૂધી સુખી થાય તેમ વર્તવાને હું ચાહુંછું. હું જાણુંછું કે તારી સ્થિતિના પ્રમાણમાં તેં વધારે જ્ઞાન સંપાદન કરેલું છે; અને તેટલા માટે તારા વિષે મેં જે ઉમદા વિચાર બાંધ્યો છે તે વિચારને તું પાત્ર થઈશ તો મને અત્યાનંદ થશે." મિસિસ **હુંગરફોર્ડની** રીતભાતથી **ફેની** જો કે કેટલોક ડર રાખતી હતી તથાપિ પોતા માટે તેને પૂર્ણ ભરોંસો હતો. અને આ ભરોંસાને માટે તેની શેઠાણી તેનાપર બિલકુલે નાખુશ નહોતી.

આ વખતે **પૅટી** પણ નોકરીએ લાગી. તેની શેઠાણીનું નામ મિસિસ **ક્રેમ્પ** હતું. એ વૃદ્ધ બાઈ એક તવંગર સ્ત્રી હતી. તે કબૂલ કરતી હતી કે "મારે તો અસાધારણ સારા સ્વભાવનું માણસ મારી તહેનાતમાં જોઈએ." તે **મન્મથથી** થોડાક ગાઉ દૂર રહેતીહતી. ત્યાં તેનાં સગાંવહાલાં હતાં, પરંતુ વૃદ્ધાવસ્થા અને નબળાઈને

લીધે તે પોતાની જીંદગી તદન એકાંતવાસમાં ગૂજારતી હતી.

આ કુટુંબમાંથી ફક્ત ફ્રેંક એકલોજ ઠેકાણે પડયો નહોતો. એક મિ. **બાર્લો** કરીને સારી શાખનો વકીલ હતો, તેને અરજી આપવાનો તેણે વિચાર કર્યો. જ્યારે **બેટસ્વર્થસ** સાથે લડાઈ થઈ ત્યારે ફ્રેંકે જે દયા અને ભલમનસાઈ વાપર્યા હતાં તે જોઈને આ **બાર્લો** સાહેબ ખૂશી થયા હતા. અને તેથી તેણે તેને વચન આપ્યું હતું કે " દુ:ખની વખતે હું તને મારાથી બનતી મદદ કરીશ. " સારા ભાગ્યે એવું બન્યું કે મિ. **બાર્લોને** એક કારકુનની જરૂર હતી. **ફ્રેંકમાં** કેટલું પાણી છે તે તે જાણતો હતો, તથા તેના પ્રમાણિકપણા ઉપર વિશ્વાસ રાખવામાં તેને કાંઇ પણ હરકત જણાતી નહોતી; તેથી તેણે ફ્રેંકને પોતાની ઓફિસમાં કામે લગાડવાનો નિશ્ચય કર્યો. ફ્રેંકને પહેલાં સઘળા વકીલો તરફ સ્વાભાવિક ધિક્કાર હતો. તે એમ ધારતો હતો કે તેઓ કદીપણ પ્રમાણિક હોયજ નહિ! પરંતુ જ્યારથી તેને મિ. **બાર્લો** સાથે સહવાસ થયો ત્યારે તેને પોતાની ભૂલ માલૂમ પડી. આ ગૃહસ્થ કદી પણ નીચ યુક્તિ વાપરતો નહોતો; પરંતુ ઉલટો, જેઓ દુશ્મનાવટજ કરવા માટે લડતા તેઓને તેમ કરતાં અટકાવવાનો પ્રયત્ન કરતો. બળતામાં તે ઘી હોમી કજીઓ સળગાવવાને બદલે સુલેહ કરાવવામાં વધારે આનંદ માનતો. **મિ. બાર્લો** માટે એમ કહેવાતું કે ઈંગ્લાંડમાં તેની સ્થિતિના વકીલ કરતાં તેણે કોર્ટની બહાર ઘણા કેસો ખોયાછે, પરંતુ કોર્ટની અંદર એક નહિ." હમણાં હમણાં તેનું માન એટલું બધું વધી ગયું હતું કે સર્વ લોકો તેને કાયદા જાણનાર ગણીને નહિ પરંતુ કાયદા બાંધનાર જાણીને તેની સલાહ લેવા આવતા હતા. આવા શેઠના હાથ નીચે ફ્રેંકને સુખી થવાની ભારે આશા હતી. તેણે નિશ્ચય કર્યો હતો કે "મિ. **બાર્લોના** વખાણ અને ચાહનાને પાત્ર થવામાં મારે બિલકુલે કચાસ રાખવી નહિ."

**જેમ્સ ફ્રેંકલાંડ**, મિ. **કલેગહોર્નને** ત્યાં સુખમાં દિવસ ગાળવા લાગ્યો. તેના સઘળાં ગ્રાહકો કહેવા લાગ્યા કે "જ્યારથી આ તરૂણ પુરૂષ તમારી દુકાને બેઠો છે ત્યારથી તમારી દુકાનની જેવી સંભાળ

લેવાય છે તેવી કોઈ પણ દિવસ લીધામાં આવી નથી." **જેમ્સ** હિસાબ ઘણોજ ચોખ્ખો રાખતો અને ભરતીઆં પણ ઘણી ઝડપથી અને સફાઈબંધ તૈયાર કરતો. દુકાનપર એ એવો તો જાથુક બેશી રહેતો કે તેના શેઠના પેટમાં ડર પેઠો કે રખેને એની તંદુરસ્તીને કાંઈ ધોકો પહોંચે! કારણ કે તેની દુકાને બેઠા પહેલાં **જેમ્સે** કદી પણ આવી મેહેનત કરી નહોતી. તેથી મિ. **કલેગહોર્ને** એક દિવસ તેને કહ્યું કે "**જેમ્સ** તારે થોડો થોડો વખત બહાર ફરી આવવું જોઈએ. જ્યારે વરસાદપાણી ન હોય ત્યારે વખતોવખત હવા ખાવા જવું. એમ નહિ સમજતો કે મારે તને હમેશાં ઘાંચીની ઘાણીના બળદની માફક જોડી રાખવોછે. જા, આજ હવા સારી આવે છે; તારી ટોપી લે અને થોડે સૂધી ફરી આવ. તું પાછો આવીશ ત્યાંસૂધી દુકાનનું કામ હું સંભાળીશ. જ્યારે તું મારી મરજી ઘણી સારી રાખેછે ત્યારે હું તારાપર સખ્તાઈ રાખું એ ઠીક ન કહેવાય. 'શેઠ ભલા તો ચાકર ભલા અને ચાકર ભલા તો શેઠ ભલા.' મિ. **જેમ્સ!** એમ ન સમજતો કે હું તને ચાકર કહુંછું; એ તો જીભથી એમ બોલાઈ જવાયું, અને જો મનમાં તેમ નથી તો પછી બોલેલું તારે ગણગારવું નહિ.'

કોઈ પણ આદમીને છૂટ આપવા તરફ મિ. **કલેગહોર્નનું** વલણ નહોતું. તે એકલપેટો નહોતો, પરંતુ તેને માણસની ઊંચી નીચી પંક્તિનો વધારે ફાંકો હતો. ઘણાં દુઃખ ખમીને રફતે રફતે પોતે પૈસાદાર થયેલો તેથી તે એમ ધારતો કે વેપારમાં પડનાર હરેક જણે દુઃખ તેમ સુખ ભોગવવાં જોઈએ. પોતાના હેડ મુનીમે ઘણું દુઃખ વેઠયું તેથી હવે તે તેને સુખ આપવા ઈંતેજાર હતો.

**જેમ્સને** પોતાના ભાઈ **ફ્રેંક** ઉપર સ્વાભાવિક રીતેજ ઘણું હેત હતું. તેથી રજા મળી કે તરતજ તે ફ્રેંકને ત્યાં ગયો, અને ત્યાંથી બંને ભાઈઓ પોતાની બેનને પોતાની સાથે ફરવા લેઈ જવાને મિસિસ **હુંગરફોર્ડને** ત્યાં ગયા. તેઓ પોતાના પિતાને ત્યાંથી જૂદાં પડયાં ત્યારપછી **મન્મથ શહેરમાં** એકબીજાને ભાગ્યેજ મળ્યાં હતાં; તેથી જ્યારે તેઓ મિસિસ **હુંગરફોર્ડને** ત્યાં ગયા, અને તેના ચાકર તરફથી ખબર મળી કે "**ફેની** તો છોકરાંઓને લેઈ બહાર ફરવા ગઈછે"

ત્યારે ઘણુંજ આશાભંગ થઈ ગયા. તે સઘળાં કયે રસ્તે ગયાં હતાં તેની તે ચાકરને ખબર નહોતી, તેથી તેમણે ફેનીને તે દિવસે મળવાની આશા છોડી. તેઓ મન્મંથની એક ઘટાદાર નેળને માર્ગે વળ્યા. કેટલાક મહિના સુધી કેદખાનાની માફક ઘરમાંને ઘરમાં ભરાઈ રહ્યા હતા તેથી તાજી હવા, લીલોત્રીવાળાં ક્ષેત્રો, અને વાડપર ખીલેલાં જંગલી પણ ખૂબસુરત ફુલો એવાં તો તેમને આનંદદાયક થઈ પડયાં હતાં કે સૂર્યના અસ્ત થયા પછી ઘણીવારે તેઓને ઘેર પાછા ફરવાનું સાંભર્યું. જેમ્સે કહ્યું "જે લોકો આ ઉમદા ચીજો હમેશાં જુવેછે તેઓ ભાગ્યેજ એમનું અવલોકન કરે છે. મને યાદછે કે જ્યારે આપણે આપણાં ક્ષેત્રપર રહેતા હતા ત્યારે હું પણ અવલોકતો નહોતો. આપણા પિતાના કહેવા મુજબ આ દુનિયામાં માણસને 'પારકે ભાણે મોટો લાડુ' તેમ પોતાની સ્થિતિ કરતાં બીજાની સ્થિતિમાં વધારે લાભ લાગે છે. આપણે એક નાની કોટડીમાં બેશી રહીએ છીએ, તેથી હવા ખાવા જવા માટે ઘણા ખૂશી થઈએ છીએ; પરંતુ જેઓ હમેશાં બહાર આમ તેમ આખો દિવસ ભટકયાં કરે છે તેઓને તો બિલકુલે સારૂં લાગતું નથી."

જેમ્સની આ જ્ઞાનચર્ચા કેટલાંક છોકરાંના ખૂશીના અવાજ સંભળાયાથી બંધ પડી. જે નેળમાં ફ્રેંક અને જેમ્સ ચાલતા હતા તે નેળમાં આવવાનું એક ખોડીબારૂં ઓળંગવામાં આ છોકરાં ગુંથાયાં હતાં. તેઓના કુમળા હાથમાં ભાત ભાતનાં સુંદર ફૂલોના મોટા મોટા ગોટા હતા. આ છોકરાંઓએ પોતાના ગોટા તેમની સાથેની એક તરૂણ સ્ત્રીને પોતે ખોડીબારૂ ઓળંગી રહે ત્યાંસુધી ઝાલી રાખવા આપ્યા. જેમ્સ અને ફ્રેંક આ છોકરાંઓને ચડવાને માટે મદદ કરવાને ગયા. ત્યાં જે સ્ત્રીના હાથમાં ફુલના ગોટા હતા તે સ્ત્રી પોતાની બેન ફેની છે એમ જોઈ તેઓ ઘણા ખૂશી થયા.

ફ્રેંકે કહ્યું "આતો આપણી ફ્રેની છે! શો ઈશ્વરી શુભ સંકેત! બેન! તને જોયે લગભગ એક વર્ષ થયું, અમે બન્નેજણ તને મળી સાથે લેવા માટે મિસિસ હંગરફોર્ડને ત્યાં ગયા હતા; પરંતુ તું ન મળી તેથી અર્ધો રસ્તો તારી સોબત વગર કાપવો પડયો, પણ

હવે બાકીનો અર્ધો રસ્તો તે તારી સાથે ચાલીશું તેમાં સઘળું વળી જશે. મારે તને ઘણી વાતો કહેવાની છે. તું કીયે રસ્તે થઈને ઘર તરફ જાય છે? લાંબામાં લાંબો રસ્તો હોય તે તરફ થઈને ચાલ જઈએ. આવ મારી સાથે ચાલ. આજની સાંજ કેવી રળિયામણી છે'? ફ્રેનીએ થોડી ઘણી આનાકાનીથી ઉત્તર વાળ્યો, "હા, આજની સાંજ ઘણીજ રળિયામણી છે, અને હું ધારૂંછું કે કાલે પણ એવીજ રળિયામણી થશે. મારી શેઠાણીની રજા લેઈને કાલે હું તમારી સાથે ફરવા આવીશ; પરંતુ આજ તો મારાથી તમારી પાસે નહિ રહેવાય; કારણ કે મારે આ છોકરાં સંભાળવાનાં છે. મેં મારી શેઠાણીને વચન આપ્યું છે કે જ્યારે છોકરાં મારી પાસે હશે ત્યારે હું કોઈની પણ સાથે નહિ ચાલું." આવી માથામાં વાગે એવી ના સાંભળીને ફ્રેંક જરાક ગુસ્સે થઈ બોલ્યો "તારા ભાઈઓ સાથેએ નહિ?" પોતાના ભાઈને ખોટું લાગ્યું હતું તે મનાવવા માટે હસતે મોંડે ફ્રેનીએ જવાબ દીધો કે "મેં મારી શેઠાણીને કોઇની પણ સાથે નહિ ચાલવાનું વચન આપ્યું છે. અને તમે 'કોઇ પણ' માં આવ્યા, તેથી આજ તો નહિ. લ્યો આવજો, હું જાઉંછું." ફ્રેંકે ફ્રેનીનું ગવન પકડી રાખીને કહ્યું કે "તારી સાથે હું ચાલું તો તેથી છોકરાંને હું શી હરકત કરી શકું?" ફ્રેનીએ જવાબ દીધો કે "મને તેની ખબર નથી. પરંતુ મારી શેઠાણીની આજ્ઞા શીછે તે મને માલૂમ છે અને પ્યારા ફ્રેંક, જ્યાં સુધી હું એમની પાસે રહુ ત્યાંસુધી મારે એમના હુકમ માનવા જોઇએ." જેમ્સે કહ્યું "અરે ફ્રેંક! ફ્રેનીએ આજ્ઞા માનવીજ જોઇએ." ફ્રેંકે તરતજ તેનું ગવન છોડી દીધું અને કહ્યું કે "વહાલી ફ્રેની. તારૂં કહેવું સત્ય છે અને મારૂં ખોટું હતું, આવજો ત્યારે; પરંતુ કાલે સાંજરે અમારી સાથે ફરવા આવવાની રજા લેવા ભૂલતી નહિ હો. કારણ કે આપણા પિતા અને પ્યારા ભાઈ જયોર્જ તરફથી મારાપર કાગળ આવ્યો છે તે મારે તને વંચાવવો છે. પાંચ મિનિટ ઉભી રહે તો હમણાંજ હું તને એ કાગળ વાંચી સંભળાવું." અગરજોકે પોતાના પિતાનો કાગળ સાંભળવાની ફ્રેનીને બહુ ઉત્કંઠા હતી, તથાપિ "મારે મારૂં વચન બરોબર પાળવું જોઇએ"

એમ કહી પોતાની સાથેનાં છોકરાંને લેઈને તે ચાલવા મંડી. ફ્રેંક તેની પાસે ગયો અને કાગળ તેના હાથમાં મૂકી કહ્યું "તું ઘણી ડાહી છોડી છે, અને પિતા તારે માટે આ કાગળમાં જે જે લખેછે તેને તું પાત્ર છે. આ કાગળ લે. હું ધારૂંછું કે તારી શેઠાણીએ તારા પિતા તરફથી આવેલો કાગળ લેવાની તો ના નહિજ પાડી હોય!"

**ફ્રેની** કાગળ વાંચતી હતી તેટલામાં તો નાનાં છોકરાંએ ગરબડ કરી મૂકી. એકે કહ્યું કે **ફ્રેની** મને પેલો ગોટો તોડી આપ, બીજાએ કહ્યું કે પેલા સુંદર વેલાનું ફૂલ મારે લેવું છે તેથી મને ઊંચો કર, અને સૌથી નાના છોકરાએ કહ્યું "ચાલો આપણે ધોરી રસ્તે થઈને જઈએ, કારણ કે મારે આગિયા જોવા છે. માએ કહ્યું હતું કે 'તું જોજે.' જ્યારે અમે આગિયા જોઈએ ત્યારે એક જગોએ બેશીને તું તારો કાગળ વાંચજે."

પોતાની શેઠાણીએ જેને માટે મના નહિ કરેલી તે દરેક બાબતની છૂટ આપવાને **ફ્રેની** તૈયાર હોવાથી ઉપલી દરખાસ્ત તેણે માન્ય કરી. જ્યારે તેઓ જોવાની જગાએ આવી પહોંચ્યાં ત્યારે નાના **ગુસ્ટાવસે** .( નાના છોકરાનું નામ ) તેણીને સારૂ એક સુંદર બેઠક ખોળી કાઢી. **ફ્રેની** ત્યાં કાગળ વાંચવા બેઠી અને છોકરાંઓ આગિઆ જોવાને દોડી ગયાં.

એકવાર પત્ર વાંચવાથી પોતાના મનની તૃપ્તિ ન થવાથી **ફ્રેનીએ** તે કાગળ ત્રણવાર વાંચી જોયો. જે પિતા તેમને પ્રાણ કરતાં પણ અધિક વહાલો હતો, તથા જે પિતાએ તેમને નીતિનો માર્ગ બતાવ્યો હતો તે પિતાના પત્રથી તેમનું મન એટલુંબધું અધીરૂં થાય તેમાં લેશમાત્ર પણ આશ્ચર્ય નથી. તે કાગળ નીચે પ્રમાણે હતોઃ—

"મારા પ્યારા દીકરા તથા દીકરીઓઃ—તમારા વગર આ ઘર મને ખાવા ધાય છે, દીવસ ઉદાસ લાગે છે, તથા રાત્રિએ પણ ગમતું નથી. પરંતુ તમે ત્યાં ખૂશીમાંછો એમ જાણી સંતોષ પામુંછું; મારા જેવા વૃદ્ધ પિતાને એ મોટો દિલાસો છે. ફ્રેંકને તેના પોતાના પ્રયત્નથી મિ. **બાર્લોને** ત્યાં નોકરી મળી એ જાણી મને ખરા અંતઃકરણથી ખૂશી ઉપજે છે. મને ખાતરીછે કે તે હવે

વકીલોને ધિક્કારતો નહીં હોય. એના વિશે હું એમ ધારૂછું કે ગમે તેવા કટ્ટા દુશ્મનને પણ તે લાગટ અર્ધા કલાક સૂધી ધિક્કારી શકવાનો નથી. મારાં છોકરાંમાંથી કોઈ પણ અદેખાં કે વેરવાળવાને તત્પર નીવડ્યાં નથી તેને માટે હું પરમેશ્વરનો મોટો ઉપકાર માનુંછું. વળી **એટસ્વર્થ્સ**નાં છોકરાંઓની પેઠે પૈસા માટે માંહોમાંહે લડી મરતાં પણ નથી. "ઉમળકાથી આપેલો સૂકો રોટલો ખાવો એ સારો પણ કુમનનાં પકવાન ભૂડાં." તમારામાંથી કોઈને પણ આ કહેવત લખવાની કાંઈ જરૂર નહોતી; પરંતુ ઘરડાં માણસ વાતોડિયાંજ હોયછે. મારા સંધીવાને લીધે મારાથી વધારે વાતોડિયા થવાતું નથી. ભીનાં કપડાં પહેરીને **ફેલિંગસબીને** ત્યાં ઘણીવાર ખોટી થવું પડયું, ત્યારથી જે શરદી મને થઈછે તેને લીધે સંધીવા ઘણોજ વધી પડયોછે; પરન્તુ મને આશા છે કે થોડા વખતમાં મને ફેર પડી જશે, અને તમારા પ્યારા ભાઈ **જયોર્જ**ની સાથે ક્ષેત્રમાં કામ કરવાને હું શક્તિમાન થઈશ. ગરીબ જયોર્જ! એને એટલું બધું કામ કરવાનુંછે અને તે એટલું બધું તો કરેછે કે એ રખેને માંદો પડો અત્યારે એ આપણા નાના ક્ષેત્રમાં છે, અને ત્યાં ઘણીજ કઠણ ટેકરીઓ ખોદેછે. એણે ખોદી ખોદીને એનો મોટો ઢગલો કર્યો છે. પરંતુ મારા મનમાં એમ છે કે એ એવી સખ્ત મહેનત ના કરે તો સારૂં

મારા વહાલા **જેમ્સ** અને **ફ્રેંક**! તમે આખો દિવસ અને રાત તમારી દુકાનોમાં ન બેશી રહો તો સારૂં. તમે બંને જણ એમજ કરતા હશો એવી મને ધાસ્તીછે; તન તેમ મનને આરામ મળવા માટે સાંજના પહોરના બહાર અવશ્યે ફરવા જવું જોઈએ. જો તમે હજુ સૂધી ફરવા જતા ન હોતો આ પત્ર મળ્યા પછી હમેશાં તેમ કરશો. મારી વહાલી પુત્રીઓને મારા સપ્રેમ આશીર્વાદ કહેજો. **મિસિસ હંગરફોર્ડ**ને ત્યાં ઘણા ભપકાદાર માણસો આવે છે એવું મેં સાંભળ્યું છે; પરંતુ **ફેની** જેવી લાવણ્યતા વાળીછે તેવીજ ડાહી નહોત તો મારે એને માટે ઘણોજ ભય રાખવો પડત. કારણ કે એવા ઘરની અંદર દાસીઓ ઘણીજ જોખમભરેલી સ્થિતિમાં હોયછે. મને ખાત્રીછે કે **ફેની** હમેશાં એની માતુશ્રીની કહેવત અને

દાખલો ધ્યાનમાં રાખશે. મેં સાભળ્યું છે કે મિસિસ **ક્રમ્પ**ના ઘ-ડપણ અને નબળાઈને લીધે તેનો સ્વભાવ જીતવો એ ઘણુંજ મુશ્કેલ છે; પરતુ પૅટીનો સ્વભાવ એવો તો સારો છે કે એને જેણે એકવાર પણ જોઈ હશે તે એના પ્રત્યે મમતા બતાવ્યા વગર રહેશે નહિ. લખતાં લખતાં હવે મારો હાથ થાકી ગયો છે; કારણકે મારા જમણા હાથમાં વા આવવાથી આ કાગળ ડાબે હાથે લખ્યો છે. મારાં વહાલાં છોકરાંઓ! ઈશ્વર તમારૂં રક્ષણ કરો અને ભલું કરો! તમારાં જેવાં છોકરાં રૂપી દિલાસો જોઈને આ દુનિયામાં મારે બી-જા કશાની પણ વાંછના નથી. ખેડુત **બેટસ્વર્થસ** ગમે તો તેની આ-ખી મિલકત મને આપવાને કબૂલ થાય તથાપિ હું તમને તેને ના આપું.

તમારા પત્રની આશા રાખનાર,
તથા હમેશાં તમને સુખશાંતિમાં ઈચ્છનાર;
તમારો પિતા,
**બી. ફ્રૅંકલાંડ.**"

**ફ્રેની** પોતાના પિતાનો કાગળ વાંચી રહી કે તરતજ છોકરાં-ઓએ બુમ પાડી કહ્યું કે " અરે પેલા આગિયા તરફ જુવો." તે જીવડાં ધોરી રસ્તાપર જથાબંધ હતાં અને નાના તારાઓની માફક ચળકતાં હતાં. છોકરાંઓ આ જતુંઓને આશ્ચર્યથી નિહાળી નિહાળીને જોતાં હતાં; તેટલામાં એક ફ્રેંચ રણશિંગડું વાગતું સાંભ-ળવાથી તેમનું લક્ષ તે તરફ ખેંચાયું. તેઓએ આસપાસ જોયું તો એ અવાજ એક ચાથેના છજામાંથી આવતો માલૂમ પડયો. તેઓ કહેવા લાગ્યાં કે " ચાલો આપણે તે છજા પાસે જઈને વાદિત્ર બ-રોબર સાંભળીએ". તે વખતે સતાર અને સારંગી વાગતાં સંભળા-યાં. છોકરાંઓએ **ફ્રેનીને** ત્યાં જવા માટે જોરથી ખેંચીને કહ્યું કે ."ચાલો આપણે પાસે જઈએ." **ફ્રેનીએ** કહ્યું કે "મારા વહાલાંઓ, આપણને વાર લાગે છે તેથી આપણે સત્વર ઘેર જવું જોઈએ. જુઓ તે ઘરના બારણા આગળ માણસોનું મોટું ટોળું છે, અને જો આપણે ત્યાં જઈએ તો તમારી સાથે કોઈપણ બોલશે, અને એ વાત ત-મારાં માતુશ્રીને બિલકુલ પસંદ નથી." આથી છોકરાંઓ ચૂપ થઈ

ગયાં અને **ફ્રેનીના** કહ્યા પ્રમાણે ચાલવાને માટે સઘળાં એક બીજાના મોં સામું જોવા લાગ્યાં. પરતું તેટલામાં એક પડઘમ વાગતી સંભળાઇ અને નાનો **ગુસ્ટાવસ** તે વાદિત્ર વધારે સાંભળવાની તથા જોવાની પોતાની જીજ્ઞાસા દબાવી શકયો નહિ. તેણે **ફ્રેનીનો** હાથ છોડી દીધો અને 'મારે એ સાંભળવું છે તથા જોવું પણ છે' એમ કહેતો કહેતો દોડી ગયો.

**ફ્રેનીને** તે ટોળાની અંદર **ગુસ્ટાવસની** પાછળ જવું પડયું તે છોકરો એક તરૂણ લસ્કરી અમલદારની પાસે જઈ પહોંચ્યો. તેણે એને તેડી લીધો અને કહ્યું કે "ખરેખરા આ છોકરો બહુ સારો છે. દરેક રીતે એ એક સોલજરને લાયક છે. હું એને પડઘમ બતાવીશ અને વગડાવીશ પણ ખરો. હું જોઊછું કે કોણ મને મના કરે છો,' તે અમલદાર આ પ્રમાણે બોલીને નાના **ગુસ્ટાવસને** લઈને છજામાં જવાની નીસરણીનાં કેટલાંક પગથીઆં ચડયો. **ફ્રેની** બેબાકળી થઈને એ આદમીને બોલાવવા મંડી અને કહ્યું કે મારી સંભાળમાં આપેલા બાળકને રોકી ન રાખશો. જો હું મારી શેઠાણીનો હુકમ નહીં માનું તો તે મારાપર ગુસ્સે થશે. તે આ રીતે રકઝક કરતી હતી તેટલામાં ઝીણોસાદ કાઢી એક સ્ત્રી વચ્ચે બોલી ઉઠી એ સ્ત્રી તે અમલદારની પાસે ઉભી હતી, અને અગર જો કે તેના પોશાકમાં ઘણો ફેરફાર થઈ ગએલો હતો તોપણ તે **સેલ્લી બેટસ્વર્થ** છે એમ **ફ્રેનીએ** ઓળખી કાઢી. તેની બેન **જેસી** તેની પાસે ઉભી હતી.

**સેલાએ** કહ્યું "**ફ્રેની ફ્રેંકલાંડ**! એ છોકરાને નહિ આપવા દેઊં. આમ રકઝક શેની કરેછે! તારાથી સારા દરજ્જાના હોય તેને ઓળખ અને તેમની પાસે આવતી ના. તારી શેઠાણી ગુસ્સે થશે કે નહિ તેની કોણ દરકાર રાખેછે? તેનાથી અમને કાંઈ કાઢી મૂકાય તેમ નથી. શું એ અમને દેશપાર કરશે? **કેપ્ટન બ્લુમીંગટનને** કોણ કાંઈ કહી શકનાર છે?" આટલું કહી તે તુચ્છકાર કરી ખડખડ હશી પડી. આગળ પાછળ ઉભેલામાંના કેટલાક પણ હસવા લાગ્યા. પરન્તુ જ્યારે **ફ્રેની** છજા તરફ પોતાનું મોં ઊંચું કરી રડતી રડતી નાના **ગુસ્ટાવસને** પાછો માગતી હતી, ત્યારે કેટલાક

સદ્‌ગૃહસ્થોને **ફેનીનું** સુંદર અને સવિનય મુખારવિંદ જોઈ મનમાં દયા આવી. તેઓએ કહ્યું "અરે **બ્લુમીંગટન** જરીક મર્યાદશીળ થાઓ. છોકરો પાછો આપો. તમારે માટે તે પોતાની નોકરીમાંથી નીકળી જાય એ ઠીક નહિ." **બ્લુમીંગટન** તે છોકરાને આપવા જતો હતો, પરંતુ **સોસીસેલી** વચ્ચે પડી ધમકી દઈ કહેવા લાગી કે **બ્લુ-મીંગટન** જો તમે એ છોકરાને આપી દેશો તો હું તમારી સાથે બોલીશ નહિ. વાહ! બહું સારી વાત! તમારા જેવો પુરૂષ અને તે વળી એક અમલદાર તે એક બૈરી અને ઉદ્ધત ચાકરડીથી દબાઈ જાય એ કેવું કહેવાય! તેને માટે અથવા તેની નોકરીને માટે અહીં આં કોણ દરકાર રાખે છે!!"

તે અમલદારના હાથમાંથી છટકી જઈને નાના **ગુસ્ટાવસે** કહ્યું "હું દરકાર રાખુંછું, હું. તે ઉદ્ધત છોકરી નથી. તમારી પડખમ હુ નહિ જોઉં, અને ખૂશીની સાથે સીધો સીધો તેની સાથે ઘેરજ જઈશ."

**સોસીસેલી**એ તેને ખાળવાંને માટે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ એ સૌ ધૂળપર લીંપણુ થયું. તરતજ તે **ફેની** પાસે નીચે દોડી આવ્યો, અને પોતાની ઉદારતા વડે સર્વ વૃત્તિઓનો સંયમ કર્યો હોય તેવા વીરનું માન ધરાવી **ફેની**ની સાથે ચાલ્યો ગયો. નાનો **ગુસ્ટાવસ** ખરેખર ઉદાર છોકરો હતો. તે ઘેર પહોંચ્યો કે તરતજ સાંજનો બનાવ પોતાની માને કહી સંભળાવ્યો. **મિસિસ હુન્ગરફોર્ડ** પોતાના છોકરાની ચાલ જોઈને ઘણી ખૂશી થઈ અને તેને કહ્યું કે મને ખાતરી છે કે આજની ચાલને માટે હું તને એ છોડી કરતાં બીજું કાંઈ વધારે સારૂં ઈનામ આપી શકવાની નથી. મારાં છો-કરાંની સંભાળ લેવામાં મેં એને જે જે આજ્ઞાઓ કરી હતી તે તેણે નિમકહલાલીથી બરાબર બજાવી છે, તેથી મારો એવો મત બંધાયો છે કે જે સ્થિતિમાં એ જન્મીછે તે સ્થિતિ કરતાં તે ઊંચા પદને લાયક છે. સચ્ચાઈ, મમતા અને સુબુદ્ધિને લાયક જગોનું કામ આજથી એ મારા ઘરમાં કરશે." જ્યારે છોકરાંઓ જુદા જુદા માસ્તરો પાસેથી પોતાના પાઠ શીખતાં હતાં ત્યારે આજથી **ફેની** **મિસિસ હુન્ગરફોર્ડ**ની ઈચ્છાથી હમેશાં હાજર રહેતી હતી. તરૂણ

સ્ત્રીઓની નેતા થવા જેજે બાબતનું જ્ઞાન ઉપયોગી હોય તેતે બાબત પર પૂરતું ધ્યાન આપવા મિસિસ હન્ગરફોર્ડે ફેનીને ભલામણ કરી. તે માયાળુ પણ માની સ્ત્રીએ કહ્યું કે "તારી ભાષા સર્વ વખતે સારી અને શુદ્ધ થવી જોઈએ. તારી રીતભાત સુધારવાની અને તારી બુદ્ધિનું ઉદ્દીપન કરવાની સઘળી વ્યવસ્થા હું કરીશ. કારણ તેં મારાં છોકરાંની ઘણી સારી બરદાશ્ત કરેલી છે."

ગુસ્ટાવસે કહ્યુ કે "મા એને એના ભાઈઓ સાથે થોડા થોડા વખત ફરવા પણ જવા દેવી, કારણ કે હું મારી બેનોને જેટલું ચાહું છું તેટલુંજ એના ભાઈઓ એને ચહાય છે, તથા એ એના ભાઈઓને ચહાય છે.

## પ્રકરણ ૪ થું

### ધીરજ, નમ્રતા, અને આનંદી સ્વભાવ, એ ગુણો દેવદૂત સરખા છે.

જ્યારે ગાયન શિક્ષક સવારમાં છોકરાંઓને શિખવવા આવતો ત્યારે મિસિસ હન્ગરફોર્ડ ફેનીને એક કલાક બહાર ફરવાની રજા આપવા લાગી. કોઈ કોઈવાર તેના ભાઈ જેમ્સ તથા ફ્રેન્ક પોતાનો વખત બચાવી તેની સાથે ફરવા જતા અને પોતાનો વખત આનંદમાં ગુજારતા. બચપણથીજ ઐક્યતા રાખવાનો જે બોધ તેમને દેવામાં આવ્યો હતો, તે બોધ આ વખતે કેટલા અલભ્ય સુખનો થઈ પડયો હતો તે તેના અનુભવી સિવાય બીજુ કોઈપણ કળી શકવાનું નથી.

ગરીબ પૅટી! પોતે આ આનંદી સમાગમનો લાભ લેઈ શકતી નહિ તેથાં ઘણી દિલગીર થતી. પરંતુ પોતાની અશક્ત શેઠાણીને તે એટલી બધી ખપની અને સુખદાતા હતી કે ઘર છોડીને તેનાથી એક પળ પણ ખસાય તેમ નહોતું. જ્યારે જ્યારે પૅટી પોતાની નજર આગળ નહોતી માલૂમ પડતી ત્યારે ત્યારે તેની શેઠાણી મિસિસ ક્રેમ્પ પૂછતી કે "પૅટી ક્યાંછે? આ કામ એણે કેમ ન કર્યું?" પૅટી જેવું સારૂં ચોખ્ખું કામ કોઈ કરી શકતું નહોતું. તેથી ઘરનું સઘળું વહીતરૂં તેને માથે આવી પડયું હતું. મિસિસ ક્રેમ્પ કહેતી કે "પૅટી શિવાય મને કોઈએ કપડાં પહેરાવવાં નહિ,

મારી પથારી કરવી નહિ, છાશ કે કઢી કરવી નહિ, અને કાંઈપણ બાફવું, ઉકાળવું કે શેકવું પણ નહિ. આ સઘળાં કામ પૅટીએજ કરવાં." મિસિસ ક્રમ્પની ટોપીને ઇસ્ત્રી કરવાનું તથા તેની કોરો ગૂંથવાનું કામ પણ એનેજ સોંપવામાં આવ્યું. કારણ કે એક દિવસે જ્યારે તે કામ કરનારી દાસી માંદી પડી હતી ત્યારે પૅટીએ તે એવી તો સુંદર રીતે બજાવ્યું હતું કે તેથી તેની શેઠાણી ખૂશ ખૂશ થઈ ગઈ હતી હવે તે પોતાની ટોપી દિવસમાં ત્રણવાર બદલાવતી, અને જે ટોપી એકવાર પહેરતી તે ફરી પહેરતી નહિ. ઉપર જણાવેલાં કામ કરવાથીજ પૅટીને પતે તેમ નહોતું. મિસિસ ક્રમ્પ કહેતી કે 'પૅટીએ વલોવીને તૈયાર કરેલુંજ માંખણ હું ખાઈશ, બીજુ ખાવાની નથી.' પરંતુ આથીએ ખરાબ એ હતું કે એકે રાત એવી નહોતી જતી કે તે પૅટીને બેચાર પાંચ વાર જગાડતી નહિ. 'પેલો કૂતરો શા માટે ભસેછે? તથા પેલી બિલાડી કેમ મિયાઉ મિયાઉ કરે છે? તે ઉઠીને જો' એમ તેને હૂકમ કરતી. અને પાછી તે ઉંઘવાની અણીપર આવે એટલે બોલી ઉઠતી કે "પૅટી! પૅટી! જોને રસોડા પાસેથી આ ભયંકર અવાજ શેનો આવે છે?" પૅટી કહેશે કે 'અરે શેઠાણી, એ તો કૂકડો બોલેછે.' ત્યારે એવો ઉત્તર મળે કે 'અરે તું બહાર જા; અરે! આમ ભયભીત અવાજ કરતાં તેમને અટકાવ. પૅટી કહે કે શેઠાણી! ખરેખર હું એમને અટકાવી શકવાની નથી.' ત્યારે શેઠાણી કહે કે 'જો તું ઉઠે તો અટકાવીજ શકે. તું ઉઠ અને કોરડો મારી તેમને આઘાપાછા કરી દે એટલે હમણાં બોલતા બંધ થઈ જશે. જો તું નહીં ઉઠે તો મને એક ક્ષણભાર પણ ઊંઘ આવવાની નથી.'

ગરીબ પૅટી શી રીતે ઉંઘતી હશે તેનો વિચાર તેની શેઠાણી બિલકુલે કરતી નહોતી. જન્મથી તે કંઈ ખરાબ સ્વભાવની સ્ત્રી નહોતી; પરંતુ મંદવાડે દરેક માણસની માફક એને પણ ચિડિયલ કરી નાંખી હતી. તેની અસંખ્ય દોલતના અધિકારી થઈ પડવાની લાલચે તેનાં સગાંવહાલાં તથા નોકર નફરો તેની એવી તો બરદાશ પ્રથમ ઉઠાવતાં અને એને ખૂશ રાખવાનો એવો તો પ્રયત્ન કરતાં કે તે ફૂલાઈને

પોતાને સોનાની મૂર્તિ ધારતી, અને 'મારી પાસે જે આવે તે મારી ઈચ્છા પ્રમાણેજ ચાલે' એમ તે ઈચ્છતી. પોતાની આગળ પાછળના સઘળા માણુસોને મતલબના યાર દેખીને 'સોબતે અસર' પ્રમાણે તે પણુ સ્વાર્થી થઈ ગઈ હતી. તે એક બે વર્ષ સુધી રાત દિવસ બીજાઓને પોતાને કામે લાગેલા જોઈને એમ ધારતી કે 'તે પુરૂષો સ્વભાવિક રીતે અને જરૂરિયાતને લીધે મારી મરજી ઉઠાવવાનેજ જન્મેલા છે. આથી તે માણુસોના સુખ સંબંધી તથા તેઓની સારી વર્તણુક સંબંધી કાંઈપણુ વિચાર કરવાનું તે ભૂલી ગઈ હતી.

પૅટીના શ્રમ અને આનંદી સ્વભાવથી મિસિસ **ક્રમ્પને** એટલી બધી લાગણી ઉત્પન્ન થઈ હતી કે પોતાના અન્તઃકરણુને શાન્ત પાડવા વારંવાર તે કહેતી કે "ઠીક! ઠીક! એ સઘળાનો બદલો હું મારા વીલમાં વાળીશ." તેના મનમાં એમજ દૃઢ થઈ ગયું હતું કે 'બીજા ચાકરોની માફક **પૅટી** પણુ પૈસાની લાલચથી આટલું બધું કામ કરેછે અને વાળવા ધારેલા બદલાની આશાએ **પૅટી** આખો જન્મારો મારી ગુલામ થઈ રહેશે'. પરન્તુ આવા વિચાર કરવામાં તેણે ઘણી ભૂલ ખાધી હતી. આ પ્રમાણે કામમાંને કામમાં કેટલાક મહિના વીતી ગયા. **પૅટી** પોતાનું કામ નિયમસર તથા ઈશ્વર પ્રીત્યે બરોબર બજાવતી. તથા પોતાની શેઠાણીને કોઈપણુ તરેહની હરકત ન આવે તે ધ્યાનમાં લેતી. **પૅટી** પૈસાની લાલચથી કામ કરેછે એ-મ **મિસિસ ક્રમ્પનું** ધારવું કેટલું ખોટું હતું તે નીચેની બાબત-પરથી જણાશે. એક દિવસ સવારમાં **પૅટી** ઉદાસ ચહેરે પોતાની શેઠાણીના ઓરડામાં આવી. તેનીમુખમુદ્રામાં એટલો બધો ફરક પડી ગયો હતો કે અગર જોકે તેની શેઠાણીને બીજાના મોંના ચહેરાપરથી તેના મનના સારાનરતા વિચાર જાણી લેવાનો જન્મથીજ મહાવરો નહોતો, તે છતાં પણુ આં ફરક તે જાણી ગઈ. તેણે પૂછ્યું "છોડી, શું છે?" પોતાની આંખમાંથી ટપકતાં આંસુ છૂપાવવાને વાંકી ફરીને **પૅટી**-એ કહ્યું "શેઠાણી! ઘણીજ દિલગિરી ભરેલી ખબર છે! "**મિસિસ ક્રમ્પે** કહ્યુ "હું પૂછુંછું કે થયું છે શું? જે હોય તે કહીદેને. શું તેં મારી ઉત્તમ ટોપી ઈસ્ત્રી કરતાં કરતાં બાળી નાંખીછે? એજ છે કની?"

પૅટીએ કહ્યું "અરે શેઠાણી સાહેબ ! ઘણું ખરાબ ! એથીએ ખરાબ ! !" શેઠાણી બોલ્યાં "એથીએ ખરાબ ! એથી ખરાબ વળી બીજું શું હોય ?" પૅટીએ ખુલ્લાસો કર્યો કે "બાઈ સાહેબ ! મારો ભાઈ જ્યોર્જ તાવના આજારને લીધે ઘણો માંદો છે, અને તેને જીવવાની કોઈને આશા નથી. આ રહ્યો મારા પિતાનો પત્ર." મિસિસ ક્રમ્પ પોતાના બિછાનામાં જરીક બેઠી થઈ અને આશ્ચર્યથી પૅટીના સામું જોઇને બોલી "અરે ચશ્માં વગર હું શી રીતે વાંચી શકું? એની અંદર જે બીના હતી તે તેં કહી ત્યારે હવે મારે વાંચવાનું પ્રયોજન શું છે? આટલું બધુ તું શા માટે રડે છે? જો, મારાથી આ પ્રમાણે જમતા સુધી બેશી નહિ રહેવાય. આંસુ લોહી નાંખ અને મારી ટોપી લાવ. કારણ કે રડવાથી તારા ભાઇને કાંઇ સારૂં થવાનું નથી." પૅટીએ આંસુ લોહી નાખ્યાં અને કહ્યું નહિજ, રડવાથી મારા ભાઇને સારૂં થવાનું નથી, પણ.—

'પણ મારી ટોપી ક્યાં છે? પોશાકના ટેબલપર તે માલૂમ પડતી નથી'

પૅટીએ જવાબ દીધો, "શેઠાણી ! મારથા હમણાં એને ઠીક કરીને લાવેછે." શેઠાણીએ કહ્યું "નહિ, મારથાની ઠીક કરેલી ટોપી હું નહિ પહેરૂં; જા, તું તારે હાથે ઠીક કરી લાવ."

અગર જો કે પૅટીએ આ હુકમ સાંભળ્યો હતો તથાપિ તેની શેઠાણી વિસ્મય પામે તેવી રીતે નીચે પ્રમાણે તે બોલી. "શેઠાણી સાહેબ ! મને આશાછે કે તમે મને મારા ભાઇ પાસે આજને આજ જવાને રજા આપશો. મારા સઘળા ભાઇઓ તથા બહેનો એને જોવાને ગયાંછે. મારો ભાઇ મારૂં મોં જોવાને બહુ ઈંતેજાર છે. અને તેટલા માટે મારે સારૂ એક ઘોડો મોકલ્યો છે."

'ગરજવાનને અક્કલ ન હોય' તેમ મિસિસ ક્રમ્પે પૅટીના ભાઇ તરફ વિચાર ન કરતાં કહ્યું "તેની હરકત નહિ, તારાથી નહિ જવાય; હમણાં હું તને રજા આપી શકું એમ નથી. જો તારે મારી ચાકરી કરવી હોય તો તે કર, અને તારા ભાઇની કરવી હોય તો તેની કર, અને મારી પાસેથી જા." પૅટીએ કહ્યું "શેઠાણી! જો એમજ

હોય તો હું તમને છોડીને જઇશ. કારણ કે આવી વખતે હું મારા ભાઇની ચાકરી કરવા સિવાય બીજું કાંઇ પણ પસંદ કરી શકતી નથી. ઇશ્વર કરે ને હું એની સેવા બજાવવા વેળાસર જઈ પહોંચું.” પોતાના હુકમનું અપમાન થયેલું જોઇ હમેશ કરતાં ઘણીજ ચીડિયણ થઇને **મિસિસ ક્રમ્પે** કહ્યું “શું તું મને તજીને જઇશ? અને તે વળી મારી આજ્ઞા વિરૂદ્ધ? જો એમજ હોય તો મારા બારણામાં હવે પછી તારાથી પગ મૂકાશે નહિ. યાદ રાખ, આ ઘરમાં હું તને નહિ પેસવા દેઊં, યાદ રાખ! યાદ રાખ!” પૅટી બારણા તરફ જતે જતે બોલી ‘ત્યારે હું તમને હમેશને માટે તજું છું. તમે સુખી થાઓ અને આરોગ્ય રહો એમ હું ઇચ્છુંછું; અને એકદમ મારે તમારી સાથે બગાડવું પડયું તેને માટે દિલગીર છું.’ **મિસિસ ક્રમ્પે** કહ્યું, ‘તું મૂર્ખ છોકરી છે. આમ કરવાથી હવે મારા વીલમાં તને યાદ રાખવાની આશા રાખીશ નહિ.’ પૅટીએ પોતાનો હાથ બારણાના ઉલાળાપર મૂકી કહ્યું “શેઠાણી સાહેબ! હું એવી આશા રાખતીજ નથી.” **મિસિસ ક્રમ્પે** કહ્યું ‘ત્યારે જો હું તને કહુંછું કે તારે માટે મારા વીલમાં મેં સારી ગોઠવણ કરીછે, તો મારી પાસે રહેવાનું તને મન થશેજ. ઉલાળો ફેરવે તે પહેલાં વિચાર કર અને હમેશને માટે મને નગુણી ન કર!” પૅટીએ જવાબ દીધો “શેઠાણી! મારા ભાઇ સંબંધી વિચાર કરો. હમેશને માટે તમને મારા પ્રતિ નગુણાં કરવાને હું દિલગીરછું; પરંતુ આ વખતે મારા ભાઇના વિચાર સિવાય હું બીજુ કાંઇપણ મનમાં લાવી શકતી નથી.” આટલું કહ્યું કે તરતજ તેણે ઉલાળો ફેરવ્યો. **મિસિસ ક્રમ્પે** પૂછ્યું ‘શું તારો ભાઇ તવંગર છે? તારો ભાઇ તને શી ગાંસડી બંધાવવાનો છે કે તું મારા પ્રતિ આવી રીત્યે વર્તવાને ઉશ્કેરાય છે?” વિસ્મયને લીધે પૅટીથી થોડીકવાર બોલાયું નહિ; પરન્તુ પછીથી હિમ્મત લાવી બોલી “મારે એની પાસેથી કંઇપણ લેવાની ઇચ્છા નથી. તે મારા જેવોજ ગરીબ છે, પરન્તુ તેથી હું એને ઓછો ચાહું એ કદી બનવાનું નથી.” મિસિસ ક્રમ્પ આ વાક્યનો મર્મ બરોબર સમજી શકે તે પહેલાં પૅટી તે ઓરડામાંથી રવાના થઈ. જે જગોએ પૅટી ઉભી હતી તે જગોએ

તે એકી ટસે જોતી જોતી પોતાના બીછાનામાં એકજ ઢબમાં કેટ-લીકવાર બેશી રહી. તે પોતાનો વિસ્મય દૂર કરી શકી નહિ; તથા 'જો હું મરવા પડી હોત અને ગરીબ હોત તો મારી પાસે કોણ આવત? મારી પાસે આવે એવો મારે એકે સગો નથી? અગર જો કે તેનો ભાઈ તેનાજ જેટલો ગરીબ છે તોપણ આ છોકરી તેનાપર જેટલું હેત રાખે છે 'તેના કરતાં દશમા ભાગનું પણ મારાપર રાખનાર આખી દુનિયામાં કોઈ નથી' વિગેરે અસંખ્ય દુઃખમય વિચારોએ તેના મનને અવ્યવસ્થિત કરી નાંખ્યું. પ-રન્તુ પૅટીના દોડતાજતા ઘોડાના પડઘાના અવાજને લીધે તે આ તુરંગોમાંથી જાગૃત થઈ. તેણે ઊંઘી જવાનો પ્રયત્ન કર્યો, પણ ઊંઘ આવી નહિ. અર્ધા કલાકની અંદર એણે પોતાનો ઘંટ જોરથી વગાડ્યો, પોતાના ગજવામાંથી ચળકતા વીશ ગીની (૧૦॥ રૂપીઆનો એક ગીની) બહાર કાઢ્યા, એક ઘોડો જલદીથી તૈયાર કરવાનું કહ્યું, અને તેનાજ વહીવટ કરનારે તે ઘોડાપર બેશી વીશ ગીની લઈ પૅટીની પાછળ જવું, તથા તે જો પાછી આવે તો આખી રકમ તેને આપવી એમ ફરમાવ્યું. તે બોલી કે "એક ગીનીથી શરૂ કરજો અને હા ના કરતાં વીશ સૂધી આપજો. મારી મરજી છે કે એને પાછી બોલાવી જોવી, મારે ખાતરી કરવી છે કે બીજા લોકોની માફક તે પૈસાથી આવી શકે છે કે નહિ. 'દામ કરે કામ' એ કહેવત આના સંબંધમાં ખરી છે કે નહીં તે મારે જોવું છે!"

વહીવટદારે પૈસા ગણી લીધા ત્યારે તેના મનમાં આવ્યું કે એક તુરંગને માટે આટલા બધા પૈસા ફેંકી દેવા એ ઠીક નહિ. તેણે પોતાની શેઠાણીને રોકડ નાણું આપતાં કદી પણ જોઈ નહોતી. પરંતુ આ વખતે તેમ નહિ કરવાને માટે દાખલા દલીલથી રકઝક કરવી એ વ્યર્થ હતું. તેનો હુકમ જહાંગીરી હતો તેથી તેને માન્ય કરવો પડ્યો.

બે કલાકની અંદર તે પાછો આવ્યો અને તેની શેઠાણીના બેહદ અચંબાની સાથે, લીધેલા પૈસા તેને પાછા ગણી આપ્યા. તેણે કહ્યું કે પૅટીએ તો પૈસા સામું જોવાનીજ ચોખ્ખી ના પાડી ત્યાં

બીજી શી વાત?' શેઠાણી સાહેબ આથી હદપાર ગુસ્સામાં આવી ગયાં. હાથ પગ પછાડી દાંત પીસવા લાગ્યાં, તથા મનમાં આવ્યું તેમ બકવા લાગ્યાં. અમારા વાંચનાર તેની આ લાગણીની અનુકંપા નહિજ કરે એમ ધારીને તેનું વર્ણન બંધ કરીએ છીએ.

## પ્રકરણ ૫ મું

### સારો માણસ અંતઃકરણના સદ્ગુણથી સુખશાંતિમાં મરણ પામેછે

પોતાના પિતાને રહેવાની ઝુંપડીથી પૅટી આશરે અર્ધો માઇલ દૂર હતી, ત્યાં તેમની નિમકહલાલ ચાકરડી હાના તેને મળી. આ છોકરીએ તે કુટુંબ ગમે તેવી દુર્દશામાં આવી પડયું હતું, તથાપિ તેને છોડયું નહોતું. તે ત્યાં ઉભી ઉભી સવારથી પૅટીને મળવાના ઈરાદાથી રાહ જોતી હતી; પરંતુ જ્યારે તેણે પૅટીને જોઈ ત્યારે તેનાથી બોલી શકાયું નહિ, અને પૅટી પણ એવી તો ગાભરી પડી ગઈ હતી કે તે તેને કંઈ પૂછી શકી નહિ. તેણે ચાપચૂપ પોતાનો ઘોડો ધીમે ધીમે ચલાવ્યો. આ જોઈ હાનાએ હિંમત લાવી કહ્યું 'બેન ! જરાક ઉતાવળી જા, ઉતાવળી. તે તને મળવા બહુ અધીરો થઈ ગયોછે.' પૅટી બોલી 'ત્યારે હજુ એ જીવે છે, તરતજ તેણે પોતાનો ઘોડો મારી મૂકયો, અને ક્ષણભરમાં પોતાના બાપની ઝુંપડીના બારણા પાસે જઈ પહોંચી. જેમ્સ અને ફ્રૅન્ક તેની વાટ જોતા બારણે ઉભા રહ્યા હતા, તેમણે તેને ઘોડાપરથી ઉચકી લીધી.. તેના શરીરમાં કંપારો છુટવાને લીધે તે ચાલવાને અશક્ત છે એમ ધારી તેઓ તેને ઉચકીને લેઈ જતા હતા હોત; પરંતુ તે એકદમ પોતાના બાપની ઓરડીમાં ધસી ગઈ. આ વખતે જયોર્જ બેભાન હતો તેથી પૅટીના આવ્યાની તેને કાંઈ ખબર પડી નહિ. ફ્રેનીએ તેનું માથું ઝાલ્યું હતું અને તે ખાટલામાં લાંબો સુતો હતો. પૅટીએ પૂછ્યું, 'ભાઈ ઊંઘી ગયોછે?'. ફ્રેનીએ કહ્યું 'ના ઊંઘતો નથી, પણ—હમણાં શુદ્ધિમાં આવશે. તું આવી જાણીને એ ઘણો ઘણો ખૂશી થશે, અને આપણા પિતા પણ ખૂશી થશે' પૅટીએ પૂછ્યું 'આપણા પિતા ક્યાં છે? આટલામાં તો કંઈ

જણાતા નથી.' તેમનો પિતા ઓરડીના એક ખૂણામાં ઘૂંટણીએ પડીને ઈશ્વરની પ્રાર્થના કરતો હતો. ઓરડીનાં બારી બારણાં બંધ હતાં અને પૅટી બહારથી આવેલી હતી તેથી બરોબર દેખી શકતી નહોતી. તે પ્રાર્થના કરી રહી દિલગિરી ભરેલા ચહેરાથી પૅટીની પાસે આવ્યો, અને તેનો હાથ પોતાના બે હાથ વચ્ચે લેઈ, ઈશ્વરેચ્છાને આધીન થઈ તેણે કહ્યું કે 'મારી વ્હાલી પૅટી! આપણે એની સઘળી આશા છોડવીજ જોઈએ! ઇશ્વરની ઇચ્છા એવીજ છે!' પૅટીએ કહ્યું અરે હજુ આશા છે; હજુ પણ આશા છે. જુવો, એના હોઠ પરનો રંગ ફરીથી આવેછે; એ એની આંખો ઉઘડી; જુવો જુવો! અરે જયોર્જ? વહાલાભાઇ? હું તારી બેન પૅટી, શું તું પૅટીને હવે નથી ઓળખતો?! પોતે શું બોલેછે તે જાણ્યા વિના દુઃખથી પીડાતા જયોર્જે લવરીમાં જવાબ દીધો 'પૅટી! હા. તે મારી પાસે કેમ નથી આવતી? જો મારૂં ચાલે તો હું તેની પાસે જાઉં. શું તે હજુ સૂધી નથી આવી? અરે ફ્રૅન્ક! એક બીજો ઘોડો મોકલ. ફક્ત છજ માઈલ દૂર છે. ત્રણ કલાકના છ માઈલ, એટલે એક કલાકના કેટલા માઈલ થયા? શું દસ માઈલ? તેને બહુ ઉતાવળ ન કરાવશો. એમ ન કહેશો કે હું બહુ માંદો છું. મારા પિતાને પણ તેમ ન કહેશો. મને તેને જોવા ન દેશો, તેમ જેમ્સને, ફ્રૅન્કને કે ફ્રેનીને પણ જોવા ન દેશો. તેઓ મને બહુ વહાલાં છે. પરંતુ હું ગરી જાઉં તે પેહેલાં પૅટીને જોવાને માટે બહુ ઈચ્છુંછું. પણ જોજો તેને બીવડાવતા નહિ. એમ કહેજો કે તું ત્યાં આવીશ ત્યાંસૂધીમાં તો એ સારો થઈ જશે.' કેટલીકવાર સૂધી એમ બબડયા પછી વળી તેની આંખ મીંચાઈ, અને ઝોબો આવ્યો હોય તેમ લેવાઈ ગયો. એટલામાં ફ્રૅન્ક અને જેમ્સ ધર્મગુરૂને લઈને આવ્યા. કારણકે આમ બેભાન થયા પહેલાં જયોર્જે ધર્મગુરૂને બોલાવવા કહ્યું હતું. તે ધર્મગુરૂ પોતાની સાથે એક માયાળુ ડાકટર લાવ્યો હતો. આ ડાક્ટર તે ધર્મગુરૂને ઘેર મળવા આવ્યો હતો, અને જયોર્જનો મંદવાડ સાંભળી તેને જોવા આવવાની ઈચ્છા જણાવી સાથે આવ્યો હતો. તેણે આવી જયોર્જની નાડી તથા તેનાં ચિન્હ જોઇને કહ્યું કે 'જે

ગાંધીની પ્રથમ તમે દવા કરી તે ગાંધી અજ્ઞાન હોવાને લીધે આ ને શો રોગ છે તે તે બરોબર પારખી શક્યો નહિ, અને તેથી દવા નું કાંઈ ઠેકાણું ન રહેવાને લીધે તે આવી જોખમ ભરેલી સ્થિતિમાં આવી પડ્યોછે. તેને ઝેરી તાવ આવેલો હતો તેના ઔષધને બદલે ગાંધીએ વારે વારે તેની ફસ ખોલી લોહી વહેવડાવ્યું. જો મેં બે દિવસ પહેલાં એને જોયો હોત તો હું એને ખચિત બચાવી શકત. પરંતુ હવે તો એના વિષે કાંઈ આશા રાખી શકાતી નથી.' તોપણ તેનાથી બને તેટલો પ્રયત્ન તેણે એને માટે કર્યો, અને સાંજરે જયોર્જની તબીયત સૂધરતી હોય એમ માલૂમ પડ્યું. તે શુદ્ધિમાં આવ્યો અને પોતાના પિતા, ભાઇઓ, અને ફેનીને ઓળખ્યાં તથા તે દરેકની સાથે પોતાની હમેશની મમતા સહિત વાતચિત કરવા લાગ્યો. પછી તેણે પૂછ્યું કે પૅટી આવીછે કે નહિ? જ્યારે તેણે તેને જોઈ ત્યારે તસ્દી લેઈ આવવાને માટે ઉપકાર માન્યો, પરંતુ ખાસ તેને શું કહેવાનું હતું તે યાદ લાવી શક્યો નહિ. તેણે કહ્યું મારા મરતાં પહેલાં મારે તમને બધાંને એકઠાં જોવાની, તથા હું જન્મ્યો ત્યાર થી તે અત્યાર સૂધી તમે સઘળાંએ મારાપર જે મમતા રાખીછેતેનો ઉપકાર માનવાની ઈચ્છા હતી; કારણકે હું મરી જઇશ એવું મને લાગેછે. નહિ! અરે નહિ! આમ રડતા નહિ. મારા પિતાની મને બહુજ દયા આવે છે. પરંતુ જેમ્સ અને ફ્રૅંક એ પાછળ છે તે બધું સંભાળી લેશે!' પોતાનો પિતા જે ખેદ દબાવી રાખવાની મિથ્યા મહેનત કરતો હતો તે જયોર્જની નજરે પડવાથી તેણે આગળ બોલવું બંધ કર્યું, અને જાણે એનું મગજ ફરીથી બે ભાન થતું હોય તેમ તેણે પોતાના કપાળ ઉપર હાથ મૂક્યો. થોડી વારે તેણે કહ્યું કે હવે હું આપણા ધર્મગુરૂને મળવા માટે શક્તિવાન્ છું, માટે એમને મને મળવા દો. એટલું કહી તેણે પોતાના દરેક ભાઈ તથા દરેક બેનનો અકેકો હાથ લેઈ સઘળા એકઠા કર્યા અને ચુંબન કર્યું. પછી મુંહ ફેરવી ઊભારહેલા પોતાના પિતા તરફ જોઈ તેણે ભાઈઓ અને બેનોને કહ્યું "જ્યાં સૂધી તમે એમને દિલાસો આપવા જીવોછો ત્યાંસૂધી એમને કશાની ખોટ ન પડે તેની બરોબર સંભાળ

રાખજો. આ દુનિયામાં હું તમને ફરીથી ન જોઇ શકુ તો હવે છેલ્લા પ્રણામ. પિતાને કહો કે મને આશીર્વાદ દે." તે દુઃખ દરિયામાં ઢળી પડેલા ડોસાએ પોતાના છોકરાના, મોતની હવાને લીધે ટાઢા હિમ સરખા થઇ ગયેલા માથાપર હાથ મૂકી કહ્યું કે "ઇશ્વર તારૂં ભલું કરો! મારા વહાલા અને ભલા દીકરા ! પ્રભુ તારૂં કલ્યાણ કરો!! જ્યોર્જ પોતાના ભાઇ બેન પ્રત્યે બોલ્યો "પિતાનો આશીર્વાદ લેવો એ કેટલું બધું સુખમય છે! જ્યારે તમારામાંથી કોઈપણ મારા જેવી સ્થિતિમાં આવી પડો ત્યારે તમને પણ એવો આશીર્વાદ મળે એવું હું ઈશ્વર પાસે માગુંછું." તે ઘરડા ડોસાએ ઓરડામાંથી નીકળતે નીકળતે કહ્યું કે "હું આશા રાખુંછું કે એવો સમય આવે તેના ઘણા વખત પહેલાં હું પરલોકવાસી થયો હઈશ. પરંતુ ઇશ્વરની ઇચ્છા હશે તેમ થશે. ધર્મગુરૂને મારા દીકરા પાસે જવા દો." ધર્મગુરૂ તે ઓરડામાં થોડીકજ વાર રહ્યો. જ્યારે તે બહાર આવ્યો ત્યારે તેની મુખમુદ્રા ઉપરથી સર્વેએ જાણ્યું કે સઘળી આશાઓનો અન્ત આવી રહ્યો!!! બધે ગંભીર ચુપકી પસરી ગઇ. થોડીવાર પછી ધર્મગુરૂએ કહ્યુ "હિંમત ધરો; કોઇપણ માણસે એના કરતાં વધારે શુદ્ધ અન્તઃકરણથી, તથા આવતી દુનિયાની વધારે સારી આશાથી આ દુનિયાનો ત્યાગ કર્યો નથી, તેથી હિમ્મત ધરો. અપશોચ! આ વખતે મનુષ્ય જીભ જે કંઇ બોલશે તેથી લેશ માત્ર પણ તમને દિલાસો મળવાનો નથી!!"

## પ્રકરણ ૬ ઠું.

### સંકટને સમયે મનની મોટાઈ માન પમાડે છે.

કુટુંબનાં સર્વ માણુસ જ્યોર્જની પાયદસ્તમાં ગયાં હતાં. તે દિવસે રવિવાર હતો, અને સવારની પ્રાર્થના માટે મંદિરોમાં જવાનો સમય હતો. જ્યોર્જને દાટવાની ક્રિયા કરી રહ્યા કે તરતજ તેનો બાપ, ભાઇ, બહેનો વગેરે પ્રાર્થના કરવા આવતા જતા આનંદી પુરૂષો તેમને દેખી ન શકે માટે જલદીથી ઘર તરફ વળ્યા. ઘેર

જતી વખતે જે ક્ષેત્રમાં **જ્યોર્જ** કામ કરતો હતો તે ક્ષેત્રમાં થઇને તેઓ ચાલવા લાગ્યા. ત્યાં **જ્યોર્જે** કઠણ ખડક જેવી જમીન ખોદીને એકઠી કરેલી માટીનો ઢગલો, તથા તેણે છેલી વખતે કામ કરીને ઉભો કરી મૂકેલો પાવડો એ તેમની નજરે પડયાં; અને તેથી તેઓ વધારે દીલગિર થયાં.

સઘળું કુટુંબ થોડા દિવસ સૂધી પોતાના અતિ દુ:ખિત પિતા પાસે રહ્યું. એક દિવસે સાંયકાળે જ્યારે તેઓ સઘળાં ક્ષેત્રોમાં હવા ખાવાને ગયાં હતાં ત્યારે પુષ્કળ ઝાકળ પડવા લાગ્યું; તેથી **જેમ્સે** પોતાના પિતાને ત્વરાથી ઘેર ચાલવાનું કહ્યું; કારણ કે એને એવી દહેશત લાગી કે એની અસરથી પોતાના વૃદ્ધ પિતાને રખેને શરદી થઇને ફરીથી સંધિવા ઉભળે. આ વખતે તેઓ પોતાની ઓરડાથી દુર હતાં. 'હું એક ટૂંકો રસ્તો જાણું છું' એમ કહીને **ફ્રેંક** તે સર્વ બાંઓને એક નવિન માર્ગે લેઇ ગયો. પરંતુ આ નવિન માર્ગને લીધે તો તેઓ ઉલટા પોતાના ઘરથી ઘણા વેગળા પડી ગયા, અને અકસ્માત્ પોતાના પ્રથમના ક્ષેત્રપર આવી ચડયા. અહીંઆં મી. **બેટસ્વર્થે** એક સુંદર નવું ઘર બાંધ્યું હતું. તે જોઇ **ફ્રેંન્ક** એકદમ બોલી ઉઠયો કે 'અરે ! બાપાજી ! અરે ! મારા વહાલા બાપાજી ! હું તમને આ રસ્તે લાવ્યો તેથી બહુ પસ્તાઊંછું. ચાલો ઝટ આપણે પાછા ફરીએ. તે વૃદ્ધ પિતાએ શાન્તતાથી કહ્યું 'નહિ મારા છોકરા ! આપણે શા માટે પાછા ફરવું જોઇએ ? આપણા પાડોસીની માલમિલકતની લેશમાત્ર પણ ઈર્ષ્યા કે લોભ કર્યા વગર ચાલો આપણે આ ક્ષેત્ર તથા ઘર આગળ થઈને જઇએ'. જ્યારે તેઓ એ ઘર પાસે આવ્યા ત્યારે **ફ્રેંકલાંડ** તે ઘર જોવાને તેના દરવાજા પાસે ઉભો રહ્યો. તે બોલ્યો કે 'ઘર તો સારૂં છે; પરંતુ કોઇનું સારૂં ઘર જોઇને મારે ઇર્ષ્યા કરવાની જરૂર નથી; કારણ કે મારી પાસે સુંદર ઘર કરતાં પણ શ્રેષ્ટ ખજાનો છે. તે ખજાનો તે મારે સારાં તથા આજ્ઞાંકિત છોકરાં છે !' આટલા શબ્દ મી. **ફ્રેંકલાંડ** બોલી રહ્યા નહિ હોય તેટલામાં મી. **બેટસ્વર્થના** ઘરનાં બારણાં ઉઘડયાં અને પરસાળમાં ત્રણ ચાર માણસો ગાળાગાળી અને મારામારી કરતા

નજરે પડયા. લડવાડીઆ **બોબ** તથા જંગલી **ઉવીલ**ના સાદ સ્પષ્ટ સંભળાતા હતા. વૃદ્ધ **ફ્રેંકલાંડે** પોતાનાં છોકરાંઓ તરફ ફરીને કહ્યું 'આપણું અત્રે કંઈ કામ નથી. માટે ચાલો આપણે આપણા રસ્તે પડીએ.' તે લડનારા એક બીજાની પાછળ ઝડપથી ઘરની આસપાસના વંડાના દરવાજા પાસે આવી પહોંચ્યા. **બોબ** સૌથી પાછળ હતો. તેણે ઘાંટો કાઢીને કહ્યું કે 'બહાર કોણ ઉભું છે?' જે હોય તે દરવાજો વાસો? નહિ વાસો તો હું બહાર નીકળી તમે જે હશો તેના માથાંજ ફોડી નાંખીશ. દરવાજો વાસો, દરવાજો.' **ઉવીલ** સૌથી આગળ હતો, તેણે દરવાજાને લાત મારી ઉઘાડી નાંખ્યો; પરન્તુ બહાર નીકળતાં નીકળતાં તેનો પગ લપસવાથી લથડી પડયો. તેના ભાઈએ તેને પકડી પાડયો અને ગળચી ઝાલીને કહ્યું કે "ગધેડા, પેલાં બેંક નોટ મને આપ, એ મારાં છે; તું ગમે તેમ કર પણ તે હુંજ લેઈશ." **ઉવીલ** ઘણો ગુસ્સે થઈ ગયો અને બોલ્યો કે 'અરે એતો હું લેઈશ, તું ગમે તે કરને.' એટલામાં વૃદ્ધ **ફ્રેંકલાંડ** વચ્ચે બોલી ઉઠયો કે 'અરે! આશો ગજબ! ભાઈઓ ભાઈઓ લડીમરે! અરે એમને છૂટા કરો, છૂટા કરો! ભાઈઓ ઈશ્વરને માટે (ઈશ્વરથી ડરીને) તમે લડતા બંધ પડો.' **ફ્રેંકે** અને **જેમ્સે** તે બન્નેને વિખૂટા પાડયા, તોપણ તેઓ તો એક બીજાને કાનમાંથી કીડા ખરે તેવી ગાળો દેતાજ રહ્યા. એટલામાં તેમનો બાપ ત્યાં આવી પહોંચ્યો; તે પોતાના હાથ ઘસવા લાગ્યો તથા બેસતમ રોવા લાગ્યો. તેણે કહ્યું શરમ! શરમ! શરમ છે મને આ ઘડપણના વખતમાં! ભોગ છે મારા! હવે થોડાં વર્ષ તો તમે મને સુખશાંતિમાં ગાળવાદો! અરે પડોશી **ફ્રેંકલાંડ**! તમે ઘણા ભાગ્યશાળી છો. મારૂં હૈયું હમણાં ફાટી જશે! આ મારાં છોકરાં મારા પાયમાલ તથા મરણનું કારણ થઈ પડશે!!' એટલામાં તો તે બન્ને છોકરા વચ્ચે બોલી ઉઠયા તથા તેણે જે વર્તણુક તેમની સાથે ચલાવી હતી તેનાં રોદડાં રડવા મંડ્યા. પૈસા માટે તેઓએ અન્યોઅન્ય તથા પોતાના પિતા સાથે કજીયો કર્યો હતો. તેમનો બાપ તેમને અવિચારી તથા ઉડાઉ કહેતો અને તેઓ તેને ખરેખરો મખ્ખીચૂસ કહેતા.

આ દેખાવ જોઈને મિ. ફ્રેંકલાંડને કંપારી છૂટી. તેમણે તેઓને પોતાના ઘરમાં જવાની આજીજી કરી કહ્યું કે 'સદ્‌ગૃહસ્થની પંક્તિમાં રહી આ પ્રમાણે લોકોમાં પોગળ દેખાડવું એ ઠીક નહિ.' પરંતુ તેઓના અત્યન્ત ગુસ્સાને લીધે આ શિખામણ તેઓના મગજમાં ઉતરી નહિ. ગૃહસ્થની પંક્તિએ ચઢ્યાથી તેમનામાં વર્તન, નીતિ, કે રીતભાત કાંઈ આવી શકે તેમ નહોતું. તેતો ફક્ત કેલવણીથીજ મળવાનું હતું. પૈસો મનુષ્યને લોકમાં માન અપાવે તે વાર્તા જૂદીછે; ગમે તો પૈસાવાળો મોટા મોટા ઈલકાબો મેળવે, ગમે તેવી વાડી, લાડી, ને ગાડી ભોગવે, મોટા બડેજાવ કહેવાય તથા પાણી માગતાં દૂધ આવીને ઉભું રહે, તથાપિ કેલવણી લીધેલા મનુષ્ય સાથે તેની કદી પણ તૂલના થઈ શકવાની નથી. જે નમ્રતા દઢતા, દયા, સુશીલતા, તથા રીતભાત સારી કેલવણી મળવાથી પ્રાપ્ત થશે તે પૈસા મળવાથી કોઈ પણ દિવસ પ્રાપ્ત થનાર નથી. કેલવણી વગરનો પૈસો મનુષ્યને ઉલટો જડ તથા ઉન્મત બનાવેછે, તથા કુમાર્ગે પણ દોરાવેછે. ધન ખર્ચવાનું ખરું સાર્થક શેમાંછે તે તે સમજી શકતો નથી. પરન્તુ મિથ્યા મોજશોખ તથા સેલસપાટામાંજ જાણે સર્વ કંઈ સમાયું હોય તેમ ધારેછે. બેટસ્વર્થ્સનાં બાળકોને સારી કેલવણી નહિ મળેલી અને અનાયાસે પૈસાની સારી રકમ હાથ લાગી તેથી સર્વ આછકલાં થઈ જાય એમાં કાંઈ નવાઈ જેવું નથી. 'અણુદીઠાનું દીઠું ને માર મહુડાંને મીઠું' તે કહેવત પ્રમાણે બેટસ્વર્થ્સની બાબતમાં બનેજ; કારણકે અત્યાર સૂધી તેમની સ્થિતિ કંઈ સારી નહોતી, ને અકસ્માત્ આટલા ધનની તેમને પ્રાપ્તિ થાય તેથી તેમને સારી કેલવણી નહીં મળવાને લીધે તેઓ તેવા શોખી તથા ઉડાઉ બનેજ. જ્યારે ફ્રેંકલાંડ કોઈપણ રીતે તેમને સમજાવવાને નાઉમેદ થયો ત્યારે તે તે સ્થળ છોડીને પોતાની સલાહ શાન્તિભરેલી ઓરડીએ જવાને છોકરાં સહિત ચાલી નિકળ્યો.

પોતાના મઠબાજરીના સૂકાપાકા રોટલાનું વાળુ કરવા જ્યારે તે આખું કુટુંબ બેઠું ત્યારે મિ. ફ્રેંકલાંડ બોલ્યો કે 'મારાં પ્રાણપ્રિય છોકરાં! આપણે ગરીબ છીએ, પરંતુ એક બીજાને જોઈને ઘણાં સુખી

છીએ. મી. એટસ્વર્થસના સુંદર ઘરની આપણે ઈર્ષ્યા ન કરવી જોઈએ એવું મારૂં કહેલું શું ખોટું હતું?' મારાપર ગમે એવાં સંકટો આવી પડે તથાપિ સદ્‌ગુણી છોકરાં તો મારી પાસે રહેશેજ. આવાં સદ્‌ગુણી છોકરાંઓ મને ગમે તો આખી દુનિયા મળે તથાપિ હું કોઈને આપું નહિ. ઈશ્વર તેમનું રક્ષણ કરો!" તેણે નિશ્વાસ મૂક્યો, અને તરતજ કહ્યું કે 'મરી ગયેલા સદ્‌ગુણી છોકરાનો વિચાર કરવો એ ઘણું દુઃખકારક છે; પરન્તુ જીવતા દુર્ગુણી છોકરાને સંભારવો એ એથી પણ અધિક દુઃખદાયક છે. એ તરફનું સંકટ મારે માથે કદાપિ પણ આવી પડવાનું નથી.' તરતજ તેણે પોતાનો સાદ બદલી નાંખ્યો અને કહ્યું 'મારાં વહાલાં દીકરા દીકરીઓ! આવી તરેહની આળસુ વાતો હમેશ થવી ન જોઈએ. તમે સર્વ એટલા બધાં ગરીબ છો કે આળસુ થઇ બેસી રહયે પરવડે તેમ નથી. આવતી કાલે તમારે સઘળાંઓએ પોત પોતાના અસલ કામપર દાખલ થવું.' તે સાંભળી સઘળાંએ એક સાદે પૂછ્યું 'પણ પિતાજી! અમારામાંથી તમારી પાસે કોને રાખોછો? ફ્રૅંકલાંડે કહ્યું, "તમારામાંથી એકેને હું રાખતો નથી. દુનિયામાં તમે સારી રીતે કામ કરોછો તથા નભોછો, તેથી હું તમનેતમારા શેઠ કે શેઠાણી પાસેથી છીનવી લેવાને ઇચ્છતો નથી." પૅટીએ કહ્યું "પણ સર્વ કરતાં મારે રહેવાનું સબળ કારણ છે, કારણકે મિસિસ કુંપનું ઘર છોડતી વખતે તેણે જે કહ્યું હતું તે પરથી તે ફરીને મને પોતાને ત્યાં નોકરીમાં દાખલ કરશે નહિ" પરન્તુ ફ્રૅંકલાંડનું મન કશાથી ડગ્યું નહિ. પોતાના કોઈ પણ છોકરા કે છોડીને પોતાની પાસે રાખવાની તેણે ચોખ્ખી ના પાડી. આખરે ફ્રૅંકે કહ્યું "આ ક્ષેત્રની વ્યવસ્થા તથા સંભાળ કોઈની મદદ વગર તમે શી રીતે કરશો? ગમે તો મને યા જેમ્સને તમારી પાસે રહેવા દો. ઈશ્વર ન કરેને કદાચ તમને સંધિવાનો સણકો આવે તો પછી શીવલે?" ફ્રૅંકલાંડે થોડીવાર ચૂપ રહીને ઉત્તર વાળ્યો કે "જો હું માંદો પડીશ તો આપણી ગરીબ હાના મારી ચાકરી કરશે. એને હું યોગ્ય પગાર આપી શકું તેટલો હું હજી શક્તિવાન્ છું. મારાં છોકરાંઓને હું બોજારૂપ નહિ થઈ-

પડું. હાથમાં પાવડો લઈ સણકાથી પીડાતે પીડાતે કામ કરવાની હવે મારામાં શક્તિ નથી. મારો દેશાઈ મિ. હેવીટ બહુ સારો માણસ છે, અને મારાપ્રત્યે બહુ સ્નેહભાવ રાખેછે મારી પાસે પૈસા આવશે ત્યારે તેની સાંથ ચૂકવીશ. તે તેમ કરવા કબૂલ છે; અને વળી એમ પણ કહેછે કે 'આ કોટડીમાં સુખેથી ભાડું ભર્યા વગર રહો.' પણ તેમ કરવા મારી ખૂશી નથી. કારણ કે 'મીઠા ઝાડનાં મુળ કાપવાં' એ કાંઈ ઠીક ન કહેવાય." તેના છોકરાંઓએ પૂછ્યું 'પિતાજી ત્યારે તમે શું કરશો?' તેનો એ વૃદ્ધ પિતાએ એવો જવાબ આપ્યો કે કાલે અહીંઆ જે ધર્મગુરૂ આવેલો હતો તેણે મારે માટે એક ઘર શોધી કાઢ્યું છે. એને માટે તેને તેમ મને એક પાઈ પણ ખર્ચ થાય તેમ નથી; અને વળી હમેશાં હું તમારી પાસેજ રહીશ'. ફ્રેંક વચ્ચે બોલી ઉઠયો 'પિતાજી ! પણ તમારી બોલવાની ઢબ ઉપરથી મને એમ સમજાયછે કે એ ઘર તમને કંઈક કારણસર રૂચતું નથી.' વૃદ્ધ ફ્રેંકલાંડે કહ્યું 'તારૂં કહેવું ખરૂં છે, પરંતુ તે દોષ મારા સ્વાભિમાનનો છે; તેમજ મારી આટલી ઉમરે જીતી ન શકાય એવા કેટલાક મારા જુના વિચારોને લીધે પણ એમ થાય છે. ખરેખર, ધર્મશાળામાં જઈ રેહેવાનું મને પસંદ નથી.' તરતજ સઘળાં છોકરાંઓ ગભરાઈને એકદમ બોલી ઉઠયાં કે "ધર્મશાળા! અરે પિતાજી તમારે ધર્મશાળામાં જઈને ન રહેવું!" ફ્રેંકલાંડનાં છોકરાંને પોતાના પિતાનું ધર્મશાળામાં જઈ રહેવું સાંભળી એટલો બધો તો કંટાળો છૂટયો કે તેઓએ પોતાની કમાઈના પૈસા એકઠા કરી જે કોટડીમાં તેમનો પિતા રહેતો હતો તેનું ભાડુ ભરવાનું કહ્યું, પરન્તુ ફ્રેંકલાંડ જાણતો હતો કે 'જો હું એ પૈસા લઈશ તો તેઓ સઘળાં દુઃખમાં આવી પડશે.' તેથી પોતાની આંખમાં સ્નેહાશ્રુ લાવી તે બોલ્યો કે 'મારાં વહાલાં છોકરાં! તમને સઘળાંને હું તમારી ભલાઈ માટે સાબાશી આપું છું, પરન્તુ હું તમારી દરખાસ્ત કબૂલ કરી શકતો નથી. હું મારૂં પોતાનું ભરણપોષણ બરોબર કરી શકતો નથી તેથી ફક્ત એક મિથ્યાભિમાનને માટે મારે મારાં છોકરાંઓના નાશકર્તા થવું ન જોઈએ; તેમ હું તમને બોજારૂપ થવા પણ ઈચ્છતો નથી. તવંગર માણસની ઠાલી

ભભકાદાર સખાવતપર ગૂજરાન ચલાવવા કરતાં જનસમૂહથી સ્થપાયેલી ધર્મશાળામાં રહેવું હું વધારે પસંદ કરૂં છું. આ બાબતનો મેં દૃઢ ઠરાવ કર્યોજછે અને કોઈપણ તરેહથી હું તે ઠરાવ તોડવા લલચાવવાનો નથી. મેં **મન્મથ**ની ધર્મશાળામાં રહેવાનો નિશ્ચય કર્યોછે એટલુંજ નહીં, પરંતુ મારાં છોકરાં! ધીરજ ધરો, હું એક વર્ષ તે ધર્મશાળામાં રહીશ અને તે દરમિયાન મારી માંદગીના પ્રસંગ સિવાય હું તમને એકેને કદી મળીશ નહિ. આજથી બરોબર બાર મહિના શિવાય મને મળવા આવવાને તમને સખ્ત મના કરૂં છું; અને તે વખતે જો તમે પોતાને કંઈપણ હરકત સિવાય મારૂં સારી રીતે ગુજરાન ચલાવી શકો તેવાં હશો તો મારી બાકીની જીંદગી માટે તમારી દયાનો સ્વીકાર હું ઘણી ખુશીની સાથે કરીશ!!" સૌ છોકરાંએ ખાતરીથી કહ્યું કે 'અમને કાંઈ પણ હેલો હરકત થયા શિવાય તમારા ગુજરાન જોગ રકમ વર્ષ પૂરૂં થયાના ઘણા વખત પહેલાં અમે એકઠી કરી શકીશું. માટે જ્યારે અમારી પાસે તેટલી રકમ એકઠી થાય ત્યારે તમને મળવા આવવાની કૃપા કરી રજા આપો.' પરન્તુ વૃદ્ધ **ફ્રેંકલાંડે** પોતાના નિર્ણયમાં કાંઈપણ ફેરફાર ન કરતાં એક વર્ષની અંદર તેઓ એને કદી પણ મળવા ન આવે તે બાબતનું નક્કી વચન લીધું. બીજે દિવસે સવારમાં તે સઘળાની ઘણીજ મમતાથી રજા લેઈને તેણે કહ્યું કે "મારાં પ્યારાં છોકરાં! ઉદ્યમ તથા સારી ચાલને માટે મેં તમને હવે મોટામાં મોટું સાધન આપેલું છે. અત્યાર સુધીમાં તમે તમારી ચાલચલગત વીગેરેને માટે જે સારી શાખ મેળવી છે તેથી પણ વધારે આવતા વર્ષમાં મેળવશો, તથા પ્રમાણિકપણે ને સન્માર્ગે વર્તિનેજ આ લોક તથા પરલોકનું હિત સાધી લેશો એમાં તમને કાંઈ ફરીફરીને કહેવું પડે તેમ નથી. બરોબર આજથી બારે મહીને આપણે ફરીથી મળીશું. મને આશાછે કે અત્યારે આપણું જૂદા પડવું જેટલું ખેદકર્તા છે તેટલુંજ તે દિવસનું આપણું મળવું આનંદદાતા થઈ પડશે.' તે છોકરાંઓએ પોતાના પિતાના નવા મૂકામ સૂધી સાથે સાથે જવાની માગેલી આજ્ઞા તેને મહા મુશીબતે મળી.

ત્યાં પહોંચ્યા બાદ વૃદ્ધ **ફ્રેંકલાંડે** પોતાના રસોડાપરની છાજ-

લીપર સ્વચ્છ રકાબીઓ વગેરે ગોઠવેલું હતું તેની ચળકતી હાર તરફ આંગળી કરી કહ્યું "મ્હારાં વહાલાં છોકરાં! જુઓ, અત્રે મારે કશાની જરૂર પડે તેમ નથી, માટે બહુ દયા ખાવા જેવું કાંઇ નથી." તેમનો પિતા આ પ્રમાણે બોલતો હતો ત્યારે છોકરાં નિરાશ થઇ ચાપચુપ ઉભાં રહ્યાં હતાં. તેઓ છૂટાં પડ્યાં તે પહેલાં બરોબર એક વર્ષે પોતાની વર્ષ દહાડાની કમાઈ સાથે ત્યાં મળવાનું નક્કી કર્યું. તેઓને આશા હતી કે આમ એકત્ર કરેલો પૈસો ફરીથી તેમના પિતાને આખી જીંદગીને માટે સ્વતંત્ર કરશેજ. આમ આશા ભર્યાં તેઓ છુટાં પડી પોતાના શેઠ તથા શેઠાણી પાસે આવ્યાં.

**મન્મથ** શહેરની ધર્મશાળા બીજા ગામની ધર્મશાળાઓ કરતાં ઘણી સારી હાલતમાં છે. તે ઘણી સ્વચ્છ અને સગવડ ભરેલી રહેછે. નાની નાની કોટડીઓ હારબંધ બાંધેલી છે; એ દરેક કોટડીની પાછળ એક નાનો બાગ હોય છે, તેની અંદર જુદી જુદી તરેહનાં શાકભાજી વગેરે વાવેલાં હોય છે. આ બાગ તેમાં રહેનારાં ઘરડાં માણસો પોતાને હાથે ખેડે છે. કોટડીઓની અંદર સગવડતાથી રાચરચીલું પૂરેલું હોય છે. તથા દરેક માણસને જોઇતી ચીજો ત્યાં પૂરી પાડેલી માલૂમ પડેછે, તેથી ધર્માદા ખાતામાં માલમિલ્કત માટે જે તકરારો ઉઠેછે તે તકરારોનો સંભવ, કે કામદારોની લાલચ, એમાંનું કાંઈ ત્યાં નહોતું.



# પ્રકરણ ૭ મું

## એકલપેટાપણાનો ગુણ સુખભોગનો નાશકર્તા છે.

**મિસિસ ક્રમ્પને** ત્યાં રહેલાં પોતાનાં લૂગડાં તથા થોડાક મહિનાનો બાકી રહેલો પગાર લેવા પૅટી ગઇ. પોતાની તથા પોતાની શેઠાણીની વચ્ચે જે બનાવ બન્યો હતો તેને લીધે પૅટીના મનમાં એવું સ્વપ્નું પણ નહોતું આવ્યું કે 'મિસિસ ક્રમ્પ મને ફરીથી રાખવાની ખૂશી બતાવશે.' તેથી **મન્મથ** શહેરમાં બીજી સાંભળેલી જગોને માટે તે આશા રાખતી હતી, અને તે જગો હરેક રીતે પોતાને સગવડ પડતી ધારતી હતી.

જ્યારે તે **મિસિસ ક્રમ્પને** ઘેર ગઈ ત્યારે ત્યાં પ્રથમ **મારથા** તેને મળી; તેણે કપટભાવથી ખોટું કહ્યું કે 'મિસ **પૅટી**, ઘણીજ દિલગિરીની વાત ! તારા એકદમ જવાથી શેઠાણીને એટલો બધો રગેરગ ક્રોધ વ્યાપી ગયો કે તે ગાંડા જેવી થઈ ગઈ છે. તું ગઈ તે રાત્રિએ તો એ બેભાન થઈ ગઈ હતી, અને ત્યાર પછી કાંઈ બોલતી પણ નથી.' **બેટી** કરીને એક કામ કરનારી **મિસિસ ક્રમ્પના** ઘરમાં હતી, તે **પૅટી**ના પર મમતા રાખતી હતી. તેણે **મારથાનું** બોલવું સાંભળી **પૅટીને** ધીરજ આપી કે 'એથી તારે કાંઈ મનમાં લાવવું નહીં, એમાં તારો કાંઈ વાંક નથી. કારણ કે તારા ભાઈ પાસે ગયા વિના તારે ચાલે તેમ નહોતું. લે, આ પાણી પી; સઘળો દોષ તારે માથે મૂકીશ નહિ. આશરે **સવા** વર્ષપર શેઠાણીને એવી બેશુદ્ધિ આવી હતી. જો તું રહી હોત તોપણ એને આવી ફરીથી આવતજ; માટે એમાં તારે કાંઈ દિલગીર થવા જેવું નથી.' આટલી વાત થઈ તેટલામાં તો **મિસિસ ક્રમ્પે** ઉપરાઉપરી ઘંટ વગાડવા માંડયો. સઘળાં પાસેના ઓરડામાં જઈ પહોંચ્યા. હમેશના કરતાં તાણીને ઘાંટા પાડી વાત કરવામાં આવ્યાથી કંઈ નવિન જાણવાની ખાયેશ રાખી **મિસિસ ક્રમ્પે** ઘંટ વગાડયો હતો. **મારથા** પોતાની શેઠાણીના ઓરડાનું કમાડ ઉઘાડી નીચે પ્રમાણે તેને કહેવા લાગી કે 'એતો **પૅટી ફ્રૅંકલાંડ** છે. બીજુ કોઈ નથી. તે પોતાનાં અત્રે રહેલાં કપડાં તથા પગાર લેવા આવી છે.' પછી **બેટી**એ બારણા સૂધી જઈને કહ્યું કે 'તમે આટલાં માંદાં છો તેને માટે એ ઘણી દિલગીરી બતાવેછે.' પોતાની માંદગીમાં કોઈ પણ દિવસ નહિ નીકળેલા એવા સ્પષ્ટ સાદથી શેઠાણી બોલ્યાં કે 'એને અંદર આવવાદો.' **પૅટી** બાજુએ ઉભી રહી બધું સાંભળતી હતી તે તરતજ અંદર આવી. તેના તરફ એકી ટસે જોઈને **મિસિસ ક્રમ્પે** પૂછ્યું કે 'છોકરી, સાચું કહેછે કે તું મારે માટે દિલગિર છે?' **પૅટી**એ કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ, પરંતુ તેની દશા જોઈ તેને કેટલો ત્રાસ છૂટયો હતો તે તેના ચહેરા પરથી સ્પષ્ટ દેખાઈ આવતું હતું. તેની શેઠાણી બોલી 'અરે ! મને ખાત્રી થાય છે કે તું મારે માટે દિલગિર છેજ,

અને તેમ હું પણ તારે માટે દિલગિરે છું' આટલું બોલી તેણે પોતાનો હાથ લાંબો કરી પૅટીનું કાળુ ગવન આલીને કહ્યું કે 'મારો શોક કરવાને માટે તારે સારૂ આના કરતાં ઘણું સારૂં ગવન આવશે. પરંતુ મને માલૂમ છે કે તું તે વિશે વિચાર કરતી નથી, અને તેટલાજ માટે સુઘળાઓ કરતાં પણ હું તને વધારે કીમતી ગણુંછું. મારી ચાકરી કરવા તું મારી પાસે રહે. અરે! હું ખુશ થઈ જાઉં તેવી રીતે તું મારી મરજી ઉઠાવે છે, માટે જરૂર મારી પાસે રહે. જ્યારે હું તને રહેવાનું કહુંછું ત્યારે મને આવી સ્થિતિમાં મૂકીને તું ખસુસ નહીંજ જાય.' પૅટી નિર્દય થઈ પોતાની શેઠાણીનો બોલ ઉથાપે તેમ નહોતું; તેથી તે ત્યાં રહી. રફતે રફતે **મિસિસ ક્રમ્પને** પૅટીપર એટલો તો પ્યાર વધતો ગયો કે એક પળ પણ તેને પોતાની નજર પાસેથી આઘી ખસવા દે નહીં. પૅટી સિવાય બીજા કોઈના હાથે તે અનાજ કે દવા કાંઈ ખાય પીયે નહીં, અને પૅટી જે સવાલ પૂછે તેનાજ ફક્ત જવાબ આપે. આથી ગરીબ પૅટીને જે થાક તથા કેદખાનું સહન કરવું પડતું, તે ઘણા મજબૂત બાંધાં વગરના માણસને હાનિકર્ત્તા થઈ પડે તેવું હતું; પરંતુ પૅટી આ સઘળું ઘણીજ ધીરજથી તથા આનંદી સ્વભાવથી સહન કરતી. જે કામ તેની શક્તિની હદ ઉપરાંત હતાં તે કામ 'પોતે કાંઈ સારૂંજ કામ કરેછે' એમ વિચારી કર્યાં કરતી હતી.

આટલું ખમવાથી તેને પતે તેમ નહોતું. પોતાની શેઠાણીનો પૅટીપર બેહદ પ્યાર જોઈને **મારથા** નખથી તે શિખા સુધી તેનાપર બળતી હતી; આટલા માટે કોઈ કોઈવાર તે બોલતી કે 'કેટલાંક માણસો બીજા કરતાં વધારે ભાગ્યશાળી તથા વધારે પ્રપંચી હોય છે; પરંતુ તેમાંનાં કેટલાંક પોતાની ધારણાઓમાં અંતે નિષ્ફળ થાયછે.' પ્રથમ તો પૅટી આ સૂચના પર લેશમાત્ર પણ ધ્યાન આપ્યા વગર પોતાના સીધે રસ્તે ચાલી જતી હતી. પરંતુ આખરે તેનાપર લક્ષ દેવાની તેને જરૂર પડી. **મિસિસ ક્રમ્પનાં** સગાંસંબંધીઓને **મારથા** એ એવી ખબર આપી કે 'મારી શેઠાણીની તબીયત દિવસે દિવસે બગડતી જાય છે, અને તે એક ચાકરડીના કબ્જા પ્રમાણેજ ચાલે છે;

તેના શિવાય બીજા કોઈને તે પોતાની પાસે પણ આવવા દેતી નથી. આ ચાકરડીએ મારી શેઠાણીને એટલી બધી વશ કરી દીધી છે કે તેનું પરિણામ કેવું નિવડશે તે હું કહી શકતી નથી.' આ બીના જાણી **મિસિસ ક્રમ્પ**નાં સગાંવહાલાંઓમાં ભારે ગભરાટ ઉત્પન્ન થયો. તેઓ જાણતાં હતાં કે થોડાંક વર્ષપર તેણીએ તેમના લાભનું એક વસિયતનામું કર્યું હતું; અને તેથી તેઓ એવી બીક રાખતાં હતાં કે રખેને પૅટી એ વસિયતનામું ફેરવાવે અને સઘળી દોલતની માલિક પોતેજ થઈ બેસે. આ વાત તેમના મગજમાં સજ્જડ ચોંટી ગઈ હતી; કારણ કે તે વખતે વર્તમાનપત્રોમાં એવો એક દાખલો બહાર પડયો હતો, અને પોતાની શેઠાણીના બેહદ પ્યારને લીધે પોતાની સત્તાનો ગેરઉપયોગ કરવામાં એક ચાકરડી કેવી ફાવી ગઈ હતી તેનો સર્વ વૃત્તાન્ત જાહેરમાં મૂકવામાં આવ્યો હતો. **મિસિસ ક્રમ્પ**નાં નિકટનાં સગાંઓમાં બે ભત્રિજા હતા. મોટાનું નામ **જોસ્યુઆ ક્રમ્પ** હતું; તે વેપારી હતો અને **લીવરપૂલ**માં રહેતો હતો. નાનાનું નામ **કેપ્ટન બ્લુમિંગટન** હતું. આના વિષે આપણે પ્રથમથી કંઇક માહિતગાર થયા છીએ તેને પણ વેપારમાં નાંખવાનો વિચાર હતો; પરન્તુ કોઈ પણ ધંધે વળગવા તેનું દિલ ચોંટતું નહીં. આખરે શરાફની દુકાનેથી નાશી જઈને લસ્કરમાં દાખલ થયો તે આળસુ તથા ઉડાઉ જુવાનીઓ હતો. તેની મોટી કાકી (**મિસિસ ક્રમ્પ**) કેટલીકવાર તેનાપર પ્યાર બતાવતી, કેટલીક વાર તેને આંખોના પાટા જેવો ગણતી, કેટલીકવાર તેને પૈસા આપતી, તથા કેટલીકવાર તેને પોતાની સમક્ષ પણ આવવા દેતી નહીં, અને કહેતી કે 'મારી મિલકતમાંથી લાલ પાઈ પણ તને મળવાની નથી.' આ એનો છેલ્લો ઠરાવ હતો. પરંતુ **કેપ્ટન બ્લુમીંગટન**ના મનમાં એમ આવ્યું કે 'હું સહેલાઇથી એની કૃપા સંપાદન કરીશ' અને તેટલા માટે **મારથા**ની ખબરથી ત્યાં આવી બેજે બેજે ઘરમાં જવાની તેણે હિમ્મત કરી. **મિસિસ ક્રમ્પે** તેને મળવાની માથામાં વાગે તેવી ચોખ્ખી ના પાડી. બીજે દિવસે તે પોતાનાં માણસો સહિત ત્યાં આવ્યો. **પૅટી** તેમનો આદર સત્કાર કરવા તૈયાર નહોતી. **કેપ્ટન સાહેબની** સાથે **મિસ સેલી બેટસ્વર્થ** હતી. તેણે લ-

રફરી પોશાક પહેરલો હતો. આ માણસનો પ્રથમ **જેસીપર** પ્યાર હતો; પરન્તુ તેને એક નવો અને વધારે તવંગર રમણ મળ્યો તેથી તેણે પોતાના રિવાજ પ્રમાણે આને તરછોડી દીધો. **સેલીને** પરણવાની ઉતાવળ હતી, તેથી તેણે ઘણો પ્રયત્ન કરી આ કેપ્ટનને પોતાનો કરી લીધો. તે એમ ધારતી કે 'આતો ખચિત મારોજ છે.' પરન્તુ આ બીના પડી મૂકી આપણે આપણા પ્રસ્તુત વિષયપર આવીએ: —

**પૅટીને** ખબર કરવામાં આવી કે 'એક ગૃહસ્થ અને એક સ્ત્રી દીવાનખાનામાં તને મળવા ઇચ્છેછે.' તેણે દીવાનખાનામાં પગ પણ મૂક્યો નહોતો તેટલામાં તો **સોસી સેલીએ** જબરાના પણ હાંઝા ગગડાવી નાંખે તેવી રીતે તેને ધમકાવવા માંડી. 'વાહ! વાહ! બહુ સારી વાત! તમે તો એમ ધારતાં હશો કે બધી બાજી તમારાજ હાથમાં હશે! પણ શેઠાણી સાહેબ! એમ મનમાં ફૂલાઈ જશો નહીં! હું કંઈ તારાથી દબાઈ જાઉં એવી નથી.' **પૅટીએ** નમ્રતાથી પણ દૃઢતાથી જવાબ દીધો કે 'હું પણ કંઈ તમારાથી દબાઈ જાઉં એમ મને લાગતું નથી. મેહેરબાની કરીને શાન્તિથી મને કહો કે મારૂં અગર મારી શેઠાણીનું તમારે શું કામ છે?' **સેલીએ** કહ્યું 'આ ગૃહસ્થ તારી શેઠાણીને મળવા ઇચ્છેછે. આ છાની વાતછે છતાં મારે તને જણાવવું જોઇએ કે આ સદ્‌ગૃહસ્થ અને હું થોડા વખતમાં લગ્નરૂપી ગાંઠથી જોડાવાનાં છીએ; તેથી આ કામમાં હું ઘૂમું તેમાં કંઈ તારે આશ્ચર્ય થવા જેવું નથી.હું કદી પણ નકામી ઘૂમતી નથી; માટે ગુસ્સે થા કે નથા પણ બધુએ સાંભળવું પડશે. હવે વધારે રકઝક કર્યા વગર આ ગૃહસ્થને એની કાકીના ઓરડામાં લઈ જા; કારણ કે ત્યાં જવાનો એનો હક સર્વથી પહેલો છે. કોઇ પણ રીતે જો તું મના કરીશ તો હું કાયદેસર ઈલાજ લેઈશ, અને (**મારથા** હાથમાં રોટલી તથા દ્રાક્ષારસ લેઇને આવતી હતી તેનાં સામી આંગળી કરીને) જો તું મારા ધણીને તેની કાકી પાસે જવાની રજા નહિ આપે તો આ માનવંતી બાઇને સાક્ષી તરીકે લેઇ જઇશ. ફક્ત એટલુંજ કહેને કે 'તમે જઇ શકશો નહીં' અને પછી જુઓ શેઠાણી સાહેબ તમારી મજા! એટલું આ સાક્ષીની અગાડી કહે એટલે બસ.'

પૅટીએ કહ્યું 'મારે એવો ઉત્તર દેવાની કંઈ જરૂર નથી; કારણ કે મારી શેઠાણી પાસે આ ગૃહસ્થને જતાં અટકાવવાની મારી લેશમાત્ર પણ ઈચ્છા નથી. તેણે પોતેજ એને આવવાની ના પાડી છે હું ધારૂં છું કે જો એ જબરજસ્તીથી ત્યાં જશે તો મિસિસ ક્રમ્પને ઘણુંજ માઠું લાગશે. પરંતુ જો એમને તે અજમાવી જોવાની ખૂશી હશે તો મારે મના કરવાની કાંઈ જરૂર નથી. આ નીસરણી રહી અને જમણા હાથની પહેલી ઓરડીમાંજ મારી શેઠાણી છે. પણ સાહેબજી! તમારા જતા પહેલાં મારે તમને ચેતાવવાં જોઈએ; કારણ કે ભોગજોગે જો તમે એમને ચમકાવશો તો એમનું મૃત્યુ થઈ બેસશે. જરીક અચંબો કે ગભરાટ એમને બેશુદ્ધિમાં લાવી નાંખેછે હવે શું કરવું તે વિચારમાં કેપ્ટન બ્લુમિંગટન અને સેલી એક બીજાના સામુ જોવા ગંઆં. એક બારી આગાડી તેઓ મસલત કરવાને ગયાં, અને તેઓ છાની છાની વાત કરતાં હતાં તેટલામાં એક ગાડી બારણા આગળ આવી ઉભી રહી. એ ગાડી મિસિસ ક્રમ્પના સગાંવહાલાંથી ભરેલી હતી. આ સઘળાં મારથાએ લખેલા કાગળને લીધે ડાગની ગાડીમાં બેશીને આવ્યાં હતાં. મી૦ જોસ્યુઆ ક્રમ્પ એ ગાડીમાં હતો નહીં. તેને પણ લખવામાં આવ્યું હતું પરંતુ તે લીવરપૂલથી આવી પહોંચ્યો નહોતો.

અત્રે કહેવું જોઈએ કે આ ગાડીમાં આવેલાં સઘળાં કેપ્ટન બ્લુમીંગટનનાં કટ્ટાં દુશ્મન હતાં; તેથી જ્યારે તેઓ ગાડીમાંથી બહાર નીકળ્યાં અને દીવાનખાનાની બારીએ તેને ઉભેલો જોયો ત્યારે તેઓને અનહદ આશ્ચર્ય અને ધિક્કાર ઉત્પન્ન થયાં. શકથી સાહસિક થઈને તેઓએ નિર્ણય કર્યો કે પૅટીને લાંચ આપી તે મિસિસ ક્રંપ પાસે જાય છે અને બીજાઓને આવવા દેતો નથી. આ વિચાર કરી તેઓ ગાડીમાંથી બહાર નીકળી પેટી પાસે થઈને મારથા પાસે ચાલ્યાં ગયાં. મારથા એક બીજી કોટડીમાં તેમની સાથે ગઈ અને થોડીકવાર સૂધી તેમની સાથે ત્યાં રહી. દીવાનખાનામાંથી બહાર નીકળી સોસી સેલીએ કેપ્ટન બ્લુમીંગટનને મોટેથી કહ્યું "એ તો આપણી સાથે પ્રપંચ રમેછે; 'એક પગ દૂધમાં ને એક પગ દહીંમાં'

રાખેછે. મેં તમને પ્રથમથીજ કહ્યું હતું કે એનો વિશ્વાસ રાખશો નહીં. મારા સિવાય કોઈનો વિશ્વાસ રાખશો નહીં. હું તમને છેક તમારી કાકીના ઓરડા સૂધી લેઈ જઈશ, હું તમને ત્યાં સૂધી લાવીશું; હવે કેમ વર્તવું એ તમારૂં કામછે. તમારા દેખતાં દેખતાં આ બીજા દાખલ થઈ જશે; પછી તમે શું કરશો? અને ક્યાં જશો!"

આ વખતે **મિસિસ ક્રમ્પે** જોરથી પોતાનો ઘંટ વગાડયો અને **પૅટી** પોતાની શેઠાણીના ઓરડા તરફ દોડી ગઈ. તેણે પૂછયું કે 'અરે **પૅટી** હું અર્ધા કલાકથી આ ઘંટ વગાડુંછું, તોપણ તું કેમ નથી આવતી? નીચે આ બધો ગડબડાટ શેનો છે?' **પૅટીએ** કહ્યું 'બાઈ સાહેબ, તમારાં સગાં સર્વ આવેલાં છે, અને તેઓ તમને જોવાને બહુ ઉત્સુક છે, મને આશા છે કે તમે તેમને ના નહીં પાડો.' **મિસિસ ક્રમ્પે** જવાબ દીધો "ખરેખરા મને મૂએલી અને દાટેલી જોવાને ઉત્સુક હશે; તેમાંનું એકે મારી તલભાર પણ દરકાર રાખતું નથી. તેમને કહે કે 'એમણે એમનું વસિયતનામું કરી મૂકયુંછે થોડા વખતમાં તમને તે બતાવશે.' મારે કોઈનું પણ મોં જોવું નથી" આટલી વારમાં તો તેઓ સઘળાં **મિસિસ ક્રમ્પના** સૂવાના ઓરડાનજદીક આવી પહોંચ્યાં. કોણ પહેલું પેસે તે બાબત સર્વે રકઝગ કરતાં હતાં. **કેપ્ટનબ્લુમિંગ્ટનની** પસંદ કરેલી સ્ત્રી તરીકે પોતાને ત્યાં આવવાનો હક છે એમ **સોસીસેલી** મોટે અવાજે બૂમ મારતી હતી. **મિસિસ ક્રમ્પ** બોલી '**પૅટી**, તેમને કહે કે જે મારા ઓરડામાં પહેલો પગ મૂકશે તે મારી પાસેથી લાલપાઇ પણ પામશે નહીં.' **પૅટીએ** બારણું ઉઘાડયું. તરતજ તેઓ સઘળાં બોલતાં બંધ થઈ ગયાં. તેમને **પૅટીએ** કહ્યું 'મારી શેઠાણી શું કહેછે તે જરીક લક્ષ દઈને સાંભળો.' પછી પોતાની શેઠાણી તરફ જોઇને તેણે કહ્યું 'શેઠાણી સાહેબ, તમારે જે કહેવું હોય તે કહો. કારણ કે સર્વેના મનમાં એવો શક છે કે હું તમને જેટલા અક્ષર શીખવુંછું તેટલાજ તમે બોલોછો, અને હું જાણી જોઈને તમારાં સગાંને તમારી પાસે આવવા દેતી નથી.' પોતાથી બોલાય તેટલા ઊંચે સાદે **મિસિસ ક્રમ્પ** બોલી 'પહેલો જે મારા ઓરડામાં પેસશે તેને એક પાઈ પણ

મળશે નહીં; બીજો પેસશે તેને પણ એમ; ત્રીજાને પણ તેમ. તમારામાંથી કોઇનું પણ મોં જોવાને કે કોઈની સામે વાત કરવાને હું ખૂશી નથી.' અંદર પેસવાની કોઈની પણ હિમ્મત ચાલી નહીં. **મિસિસ ક્રમ્પની** આજે કેવી તબીયતછે તે જોવા આવવાનું તેમનું બાનું તેમના મનમાંને મનમાં રહ્યું. બંને પક્ષવાળાં જૂદા જૂદા ઓરડામાં ગયાં અને ત્યાં **પૅટીપર** ગાળોના વરસાદ સિવાય બીજું કાંઈ પણ બોલાતું નહોતું. ત્યાં તેમણે કાગળ, કલમ અને શાહી મંગાવ્યાં, અને પોતાને જે લખવાનું હતું તે લખ્યું. **પૅટી** જાતેજ તે ચીઠીઓ લઈ ગઈ. અગર જો કે **મારથાને** સઘળાંઓએ લાંચ આપી હતી તથાપિ પોતાને **મિસિસ ક્રમ્પ** તરફથી જે કાંઈ મળવાનું હતું તે ગુમાવવાની બીકને લીધે તે ચીઠીઓ લઈ નહોતી ગઈ. મહા મુશીબતે **મિસિસ ક્રમ્પે** તે ચીઠીઓ જોવાની હા પાડી. આખરે તેણે કહ્યું 'તે સઘળાંને હમણાંજ અહિં બોલાવો.' તેઓ સઘળાં તરતજ અંદર આવ્યાં; ફક્ત **સોસીસેલી** બહાર રહી હતી; કારણ કે બ્લુમિંગટને એમ કહ્યું કે 'જો તું આપણું સારૂં ઈચ્છતી હોય તો અંદર આવીશ નહીં.' તેઓને અંદર લાવીને **પૅટી** બહાર જતી હતી, પરંતુ તેની શેઠાણીએ તેને પાછી બોલાવી અને કૂંચીઓના ઝુમખામાંથી એક કૂંચી કાઢી આપી એક ઈસકોતરો ઉઘાડવાને કહ્યું તેણે તે ઉઘાડયો **મિસિસ ક્રમ્પે** કહ્યું કે 'લાલ દોરીથી બાંધેલી અને ત્રણ સિક્કા કરેલા છે તે બીંડડી લાવ.' સઘળાંએ પોતાની આંખો તે તરફ ફેરવી કારણ કે એ તેનું વિસિયતનામું હતું. તેણે ધીમે રહીને સીલ ઉખાડી લાલદોરી કાઢી નાંખી, અંદરનો મોટો કાગળ હતો તે કાઢી ઉઘાડયો અને કંઈ પણ બોલ્યાચાલ્યા વગર તે વચમાંથી ફાડી નાંખ્યો. પછી તે કડકાના પણ એવા ઝીણા ઝીણા કડકા કરી નાંખ્યા કે તેની અંદર શું લખ્યું હતું તે વાંચી શકાય નહીં. આસપાસ ઉભેલાઓ ભયને લીધે એકબીજાની તરફ નિહાળવા લાગ્યા. તેમને તો બકરૂં કાઢતાં ઉંટ પેસી ગયું. પછી **મિસિસ ક્રમ્પે** કહ્યું 'જેમ તમારી મરજી પડે તેમ તમે જુવો હું હજી જીવતી છું, મારી શુદ્ધિબુદ્ધિ હજુ ઠેકાણે છે. મારા પૈસા મારા પોતાનાજ છે, મારી મિલ્કત મારી પોતાનીજ

છે. હું મારી મરજીમાં આવશે તેવો તેનો ઉપયોગ કરીશ. આ વસિયતનામાની અંદર તમારા સઘળાઓને માટે સારો બંદોબસ્ત કરેલો હતો. પરંતુ હું મરી જાઊં ત્યાં સૂધી રાહ જોવાની તમને ધીરજ નહોતી તમે સઘળાંઓએ ગીધની માફક મારાપર ભમવા માંડયું છે, પરંતુ હજુ તમારો વખત નથી. ખરેખર, તમારો વખત નથીજ. હજુ મારો જીવ આ ખોળીયું મૂકીને નાસી નથી ગયો, અને જ્યારે તેમ થશે ત્યારે હું તમને ખાતરીથી કહુંછું કે તમારૂં કંઈએ ભલું થવાનું નથી. મારા પૈસા મારા પોતાના છે મારી મિલ્કત મારીજ છે. કાલે હું મારૂં નવું વસિયતનામું કરીશ. હવે પધારો મારા મનમાં જે હતું તે મેં કહ્યું છે.'

ગમેતેવાં માનભંગ વાક્યો, વિનતિયુક્ત આજીજીઓ, કે સખ્ત ઠપકાઓનો તેઓ ઉચ્ચાર કરે તથાપિ **મિસિસ ક્રમ્પના** મોંમાંથી હવે એક શબ્દ વધારે નિકળી શકે તેમ નહોતું. તેઓ સર્વને તો 'સેને ગઈ પૂત ઓર ખોઈઆઈ ખસમ' જેવું થયું. તે નિરાશ તથા ગુસ્સે થયેલાં સગાંઓને આખરે તે ઓરડો છોડી ચાલી જવું પડયું. એ સઘળાઓ જતાં જતાં પણ આ સઘળાનું મૂળ **પૅટીને** ધારી તેનાપર પોતાનો ગુસ્સો બતાવ્યા સિવાય રહી શક્યાં નહીં. તેઓ જ્યારે ગયા ત્યારે **પૅટી** તે ઘરની એક એકાન્ત ઓરડીમાં ગઈ, અને જુના ખાટલાપર બેસી ચોધાર આંસુએ રોવા મંડી તુરત બનેલા બનાવથી તે બહુ ગભરાઈ ગઈ હતી, અને તેના હૃદયને રડ્યા વગર વિશ્રાન્તિ મળે તેમ નહોતું. તેણે ધાર્યું કે 'ખરેખર, આ પરથી સ્પષ્ટજ છે કે ફક્ત પૈસાથીજ માણુસ સુખી થઈ શકતું નથી. આ બિચારી સ્ત્રીની પાસે અસંખ્ય પૈસો તથા કપડાં છે; પરંતુ દુનિયામાં તેનું એક એવું અન્તરનું સંબંધી નથી કે તેને ચહાય અગર તેની સંભાળ રાખે. સર્વ તેને મરેલી જોવાને ઈચ્છેછે, તે મૃત્યુની શય્યાપર પડેલી છે છતાં તેનાં સંબંધીઓ તેનીજ સમક્ષ ગાળો દેછે, તેની આંતરડી કકળાવેછે! અરે મારા ગરીબ ભાઈ! તારે આથી કેવું ઉલટું હતું! **પૅટીના** આવા વિચારોમાં **આરથાના** અંદર આવવાને લીધે ભંગ પડયો. તે ત્યાં આવીને **પૅટીની** પાસે ખાટલાપર

બેઠી, તથા બેહદ પ્રપંચી મમતાથી તરત બનેલા બનાવને માટે પૅટીની દયા ખાવા લાગી; તથા **મિસિસ ક્રમ્પ**ના આવા મંદવાડના વખતે તેનાં સગાંઓએ બીજી કોઈ પણ બાબતપર ધ્યાન ન આપ્યું તે તેમની નિર્દયતા તથા કઠણ હૈયાની નિશાની હતી એમ કહેવા લાગી. તેણે કહ્યું 'ખરેખર, હવે જે નવોજુનો ફેરફાર થશે તે ફેરફારમાં તેમને પોતા સિવાય કોઈનો પણ ઉપકાર માનવાનો નથી. મેં સાંભળ્યું છે કે શેઠાણીએ વસિયતનામાના ચુરેચુરા કરી નાંખ્યાછે અને કાલે બીજું નવું કરવાનાં છે. ખરેખર પૅટી! નવા વસિયતનામામાં તારે માટે ઘણી સારી ગોઠવણ કરવામાં આવશે; કારણકે તેમ કરવું યોગ્ય છે. હું આશા રાખુંછું કે તમને તક મળે તો—મને ખાતરી છે કે તમને તક મળશેજ—મારા માટે બે સારા બોલ કહેવા તસ્દી લેશો. પૅટીને આ સ્વાર્થી અને પ્રપંચની વાત સાંભળી ઘણો કંટાળો ચડયો હતો. તેથી તેણે કહ્યુ કે 'મારે અને મારી શેઠાણીના વસિયતનામાને કંઈ પણ સંબંધ નથી. શેઠાણીએ પોતાના પૈસાનું કેમ કરવું તં તે સારી રીતે જાણેછે. મારે એમના પૈસાનો લોભ નથી.

**મિસિસ ક્રમ્પ** પોતાના નવા વસિયતનામામાં પૅટી માટે ઘણો સારો બંદોબસ્ત કરશે એવું ધારવામાં **મારથા**એ ભૂલ ખાધી નહોતી. બીજે દિવસે **પૅટી** જ્યારે પોતાની શેઠાણીને ઓસડ આપતી હતી ત્યારે તેણે કહ્યું 'છોકરી આજનો દિવસ હું કાઢીશ તે ફક્ત તારેજ માટે; કારણકે જો હું વધારે કલાક જીવીશ તો તને માલમ પડશે કે **મન્મથ શહેર**માં તું તવંગરમાં તવંગર સ્ત્રી છે. મારાં સર્વ સગાંને બતાવી આપીશ કે મારી દોલત મારી પોતાનીજ છે, અને તેનો ઉપયોગ હું મારી મરજી પડે તેમ કરવાને શક્તિવાન્ છું. મારી ટોપીને ઈસ્ત્રી કરી રહે કે તુરત તું **મન્મથ શહેર**માં જજે, અને જે વકિલને ત્યાં તારો ભાઈ રહેછે તે વકિલને મારૂં નવું વસિયતનામું કરવા બોલાવી લાવજે. તારા અને મારા ભલાને માટે તું જે કામે જાયછે તે સંબંધી મારાં સગાંને એકે શબ્દ કહીશ નહીં. એ ગીધો તારા ચુરેચુરા કરી નાંખશે. પરન્તુ હવે હું તેમને બતાવીશ

કે મારી દોલતનો ઉપયોગ મારી મરજી પ્રમાણે હું કરીશ, અને મારા મરતાં પહેલાં મારી દોલત સંબંધી કંઈપણ સંતોષ હું મેળવી શકું તો તેજછે. ઈશ્વરને ખબર છે કે મારી આખી જીંદગીમાં તો એ પૈસો મારો વેરવી થઈ પડયોછો પરન્તુ હવે મારા મરતાં પહેલાં"—પૅટીવચ્ચે બોલી ઉઠી 'અરે શેઠાણીમા! તમારા મરવાની વાત હજુ કરવાની નથી. કારણકે આટલા વખત સૂધીમાં મેં તમને કોઇ પણ દિવસ આવી દૃઢતાથી તથા સ્પષ્ટ રીતે બોલતાં સાંભળ્યાં નહોતાં. મને આશાછે કે હજુ તો તમે ઘણા સારાદિવસ કાઢશો, અને ઇશ્વર ઇચ્છાથી તમારા સંબંધીઓ સાથે હળીમળી જવાનો વખત આવશે હું ખાતરીથી કહુંછું કે તેમ થવાથી તમારા જીવને પણ સુખ થશે. હમણાં તે લોકો તમને હેરાન કરી ગયાં છે તેને માટે તેઓ ઘણો પસ્તાવો કરેછે' મિસિસક્રૂપે કહ્યું 'આ છોકરી ગાંડી દીસેછે! તું હજુ મારૂં કહેવું કેમ સમજતી નથી? જો હવે હું તને ખૂલ્લેખૂલ્લુ કહુછું કે મારી સઘળી દોલત હું તને આપવાની છું. તું કેમ આમ એકદમ નિસ્તેજ થઇ જાય છે?" પૅટીએ કહ્યું કે 'મારે કોઈ માણસની વચ્ચે પડવાનો બિલકુલ વિચાર નથી, અને તમે જરીક ગુસ્સેછો તેનો લાભ લેઈ સઘળા પૈસાની માલિક પોતે થઈ બેસવાનો અન્યાય ગમે તેમ થશે તો પણ હું કરવાને ખૂશી નથી, કારણ કે અત્યારસૂધી જેમ મારે પૈસા વગર ચાલ્યું તેમ મારી આખી જીંદગી સૂધી ચાલશેજ; પરંતુ મારે મારા બાપ ભાઈ તથા બેનના મારી પ્રત્યેના સારા વિચાર વગર ચાલે તેમ નથી. જો હું કાંઈ ખોટું કામ કરૂં તો હું તેમના મનથી ઉતરી જાઉં. મારે જે કહેવાનું હતું તે મેં હિમ્મત રાખીને કહ્યુ છે; માટે મારાપર ઉપકાર કરવાના માર્ગે મને દુઃખી કરશો નહીં. તમારી ભલાઈને માટે હું મારા અંતઃકરણથી તમારો ઉપકાર માનુંછું.' પૅટી ગળગળી થઈ હતી તેથી આટલું પૂરૂં કરી રહી એટલે તેણે પોતાની પૂંઠ ફેરવી. મિસિસ ક્રમ્પે કહ્યું 'ખરેખર તું કોઈ વિચિત્ર છોકરી ભાસે છો લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જનાર તારા જેવું તો કોઈ ભાગ્યેજ હશે. જો કોઈ મને સમ ખાઈને કહે તોપણ હું આ વાત માનું નહીં. જા વકીલને બોલાવી લાવ; હું તને હુકમ

કરૂંછું કે હમણાંને હમણાં જા.મારી મરજીમાં આવશે તેમ હું કરીશ.'

જ્યારે **પૅટી** મિ. **બાર્લોને** ત્યાં આવી ત્યારે પહેલી તેણે તેના ભાઈની ખબર પૂછી; કારણ કે તેની સલાહ તેને લેવી હતી; પરંતુ ફ્રૅંક બહાર ગયો હતો. પછી તેણે મી.**બાર્લોને** મળવાનું કહ્યું.નોકર તેને ઓફીસમાં લેઈ ગયો, અને ત્યાં તેણે કંઈપણ આડીટોઢી વાત કર્યા સિવાય સરલ ભાષામાં અને સત્ય ધારણ કરી પોતે જે કામે આવી હતી તે કહ્યું. તેણે કહ્યું 'સાહેબ જો તમે હમણાંજ મારી શેઠાણી પાસે આવશો અને વાત કરશો તો હું ઘણી ખૂશી થઈશ. કારણ કે તમે જે કહેશો તેનાપર એ ધ્યાન આપશે. મને આશાછે કે તે એમના સંબંધીઓને ન્યાય આપશે. મારે એમની દોલત જોઈતી નથી. કંઈ ભાગ પણ તેમાંનો જોઈતો નથી. મારી ચાકરીનો યોગ્ય બદલો મને મળશે એટલે બસ. આટલુંજ મારા મનમાં ધારી મારી શેઠાણીનાં સગાંઓએ મારા પ્રત્યે જે દુશ્મનાઈ બતાવી છે તેને માટે હું તેમને ક્ષમા કરૂંછું. કારણ કે તેઓના સઘળા વિચાર ભૂલ કરેલા છે.'

જ્યારે **પૅટી** ઓફીસમાં પેઠી ત્યારે એક માણુસ ટેબલ પાસે બેસી કાગળ લખતો હતો. **પૅટી**એ તેને એક ક્લાર્ક ધાર્યો હતો જ્યારે **પૅટી** ઉપર પ્રમાણે બોલતી હતી ત્યારે વારે વારે તે પોતાનું માથું ઊંચુ કરી આતુરતાથી તેની સામું જોતો હતો. આખરે તે એક ક્લાર્ક પાસે ગયો અને તેને પૂછ્યું કે 'આ કોણ છે?' જવાબ સાંભળીને તે એક શબ્દ બોલ્યા વગર પોતાના ટેબલે જઈને પાછો બેઠો. આ ગૃહસ્થ **લીવરપૂલ**નો વેપારી મિ. **જોસ્યુઆક્રમ્પ** હતો. તે **મિસિસ ક્રમ્પ**નો વડો ભત્રિજો હતો, અને પોતાની કાકીની સ્થિતિનો હેવાલ સાંભળીને **મન્મથ શહેર**માં આવ્યો હતો. મિ. **બાર્લો**એ તેની અને તેના એક સગાની વચ્ચેની તકરારનો થોડીજ મુદ્દતપર સારી રીતે સલાહસંપ રહે તેવો ચૂકાદો કરી આપ્યો હતો, અને તેજ બાબતનાં કાગળીઆંપર **મિ. ક્રમ્પ** સહીઓ કરતો હતો. **પૅટી**ના નિઃસ્વાર્થપણાથી તે ઘણો વિસ્મય પામ્યો હતો; પરંતુ પોતે કોણ હતો તે નહીં જણાવવાને, તથા વખત મળે તેને એનો પૂરો બદલો આપ-

વાને તે કાંઈ પણ બોલ્યા વગર છાનોમાનો બેશી રહ્યો હતો. **મિસિસ ક્રમ્પ** પોતાના સંગાને ગીધનું જે ઉપનામ આપતી હતી તે આને લાગુ પડતું નહોતું. તે પોતાની હોંશીઆરી તથા મહેનતથી અનર્ગલ દોલત સંપાદન કરી હરેક રીતે સ્વતંત્ર થયો હતો. **પૅટી**ના બહાર ગયા પછી તેણે ઈંગ્રેજના ખરા અન્તઃકરણથી વકીલને કહ્યું કે 'મારા વિચારો જેવા સ્વતંત્ર છે તેવોજ મારો પૈસો સ્વતંત્ર છે. મારે હવે કોઈ રાજા, રાણા કે ઉમરાવને પગે પડવાની જરૂર નથી. ખરૂં પૂછાવો તો મારે મારી કાકીની પણ આજીજી કરવાની જરૂર નથી. મારી કાકી પોતાનો સરસામાન તથા પૈસાટકાનો ઉપભોગ કરવા હજુ જીવે એમ હું ઈચ્છુછું. જો તેમની મરજી તેમનો પૈસો મને આપવાની હોય તો ઠીકછે; એમનો મારા પર મોટો ઉપકાર થશે અને જો મને ના આપે તોયે ઠીકછે, કારણ કે એમનો ઉપકાર માનવાની મારે જરૂર નહીં રહે. અને તેમ થશે તોપણ તેમના પ્રત્યે મારૂ મન તો તેવુંને તેવુંજ રહેવાનું, કારણ કે કાનખજૂરાનો એક પગ ભાગ્યો તોયે શું ને સાજો તોય શું?

આ વિચારો પ્રથમ આવ્યા હતા તેથી મિ૦ **જોસ્યુઆ ક્રમ્પે** પોતાની કાકીને મળવાની ઉત્કંઠા મનમાં દબાવી રાખી. હતી. તેણે મિ, **બાર્લો**ને ફરીથી કહ્યું કે 'તે બિચારી ડોશી માટે હું અમેરિકાની ઉત્તમ જાતની મિઠાઈ લાવ્યો છું. હું જ્યારે નિશાળે ભણતો હતો ત્યારે મને એમણે મિઠાઈ આપી હતી એ હું ભૂલી ગયો નથી. હજુ એના દાંત સઘળા સાબૂત છે. ગયે વર્ષે મિઠાઈ મોકલવા એણે મારાપર કાગળ લખ્યો હતો, પરંતુ મને તેના કાગળના લખાણની રીતિ પસંદ પડી નહીં. તેટલા માટે મેં તેની વાંછા પૂરી પાડી નહીં. એમાં દોષ મારોજ હતો. તે એક નબળું ગરીબ પ્રાણી છે. હવે તેનો મિજાજ ખૂશ રાખવો જોઈએ. તે ચિડાઉ રહેતી હોય તેની કાંઈ મારે પંચાત નથી. લ્યો આ મિઠાઈ લેઈ જઈને તેને આપજો. પરંતુ યાદ રાખજો કે જ્યાંસૂધી એણે એનું વશિયતનામું ન કર્યું હોય ત્યાંસૂધી એ એને ચાખવા દેશો નહીં, એટલુંજ નહીં, પણ નજરે પણ પડવા દેશો નહીં. તેની મિલકત લેવાને લાંચ આપવા હું ઈચ્છતો નથી. પરમેશ્વરનો હું ઉપકાર મા-

નું છું કે મારે તેની મિલ્કતની જરૂર પડે તેમ નથી !'

મિ० **બાર્લો** તરતજ **મિસિસ ક્રુપ**ને ત્યાં ગયો. જમીન વગેરેની વ્યવસ્થા કરવાની હતી તેથી ત્રણ સાક્ષીની જરૂર પડે તેમ હતું. **પૅટીએ** કહ્યું કે ઘરમાં બે ચાકરો લખી વાંચી શકે તેવાછે, તેથી ત્રીજા માણસ તરીકે પોતાના ગુમાસ્તામાંથી કોઈકને સાથે લેવાનું વકીલે દુરસ્ત ધાર્યું. **ફ્રેન્ક** બહાર ગયેલો હતો, તેથી તેને બદલે બીજો ગુમાસ્તો લીધો. આ ગુમાસ્તાનું નામ **મેસન** હતું. તે **ફ્રેન્ક**નો મુખ્ય સોબતી હતો; અને નિષ્કલંક ચાલચલગત વાળો યુવાન હતો. તેણે આજ દિવસ સૂધી **પૅટી**ને જોઈ નહોતી. પરંતુ **ફ્રેન્ક** તેની સાથે **પૅટી** વિષે એટલી તો મમતાથી વાત કરતો હતો કે **પૅટી**ને જોયા વગરજ **મેસન**ના મનમાં તેના વિષે ઘણો ઉત્તમ વિચાર બેઠો હતો. **મિસિસ ક્રુમ્પની** દોલત વિષે એણે આવી મિ० **બાર્લો**ને જે કહ્યું હતું તેને લીધે **મેસન** તેનાપર તદન મોહિત થઈ ગયો હતો. તે ઉમદા સ્વભાવનો તથા ભોળા મનનો હતો. તેણે પોતાના મનમાં ધાર્યું કે 'જો મને આ કરતાં કોઈ રૂપાળી સ્ત્રી મળી આવે તોપણ હું તેને મૂકી આ **પૅટી**ને મારી સ્ત્રી કરવા વધારે પસંદ કરૂંછું. એની સાથે હું સ્નેહપાશમાં જોડાઊં તો કાંઇ હરકત જેવું નથી; માટે તેની સાથે વાતચિત કરતાં જવું એ ઠીક છે. વળી ઘોડો દોરીને તેની સાથે થોડેક રસ્તે ચાલવું એ પણ સારૂં છે કારણ કે 'એક પંથ દો કાજ' થશે. **મેસન પૅટીની** સાથે **મિસિસક્રુમ્પ**ને ત્યાં જવા નીકળ્યો. બન્ને જણ વાતોમાં એવાં તો ગરકાવ થઈ ગયાં કે વખત શી રીતે વહી ગયો તે તેમને માલૂમ પડયું નહીં. **મેસન** થોડેક ચાલવાને બદલે આખે રસ્તે ચાલ્યો, અને **મિસિસ ક્રુમ્પ**નું ઘર તેઓની નજરે પડયું ત્યારે બન્નેને વિસ્મય લાગ્યું. **મિસિસ ક્રુમ્પ**નું બારણું ઉઘડવાની રાહ જોઈ તેઓ ઉભાં હતાં ત્યારે **મેસન પૅટી**ના મુખપર નિહાળતો હતો. તેણે પોતાના મનમાં કહ્યું 'આટલું ચાલવાથી એના મોંપર કેવો સુંદર તંદુરસ્તી દાખવતો રંગ આવ્યોછે. અગર જો કે તેનું કોઈપણ અંગ અતિ સુંદર નથી અને કોઈપણ પુરૂષ તેને લાવણ્યમયી કહે નહિ, તથાપિ તેની મુખમુદ્રાપર એટલી તો ભલમનસાઈ છવાઇ રહી છે કે બીજી ઘણી સુંદર સ્ત્રીઓ કરતાં એનો ચહેરો મને વધારે સારો લાગે છે.' એટલામાં

બારણું ઉઘડયું અને મિ૦ **બાર્લો** થોડીકવારથી આવેલા હતા તેમણે **મેસન**ને કામ કરવા ઉપર બોલાવ્યો. તેઓ **મિસિસક્રમ્પ**ની ઓરડી-માં, નવા વસિયતનામાની વ્યવસ્થા પૂછવાને ગયા. **પૅટી**એ ઓરડો બ-તાવ્યો. **મિસિસ ક્રમ્પે** કહ્યું 'છોડી તું અહીંથી જઈશ નહીં. મારા પલંગને છેડે ઊભી રહે અને કંઈપણ ઢોંગ કર્યા વગર તારા મનમાં જે કાંઈ હોય તે ખરેખરૂં કહી દે. આ ગૃહસ્થ કાયદાથી વાકેફ્છે; તે તને કહેશે કે મારા ગમે તેટલા સગાઓ છે તથાપિ મારી દોલત હું મા-રી મરજી પડે તેને આપી જાઊં; તું સુખી થાય છે, તારા આખા જન્મારાનું દળદર જતું રહે છે, માટે મારૂં કહેવું 'પથ્થરપર પાણી' થવા નદે. મારાં સગાં સંબંધીની કાંઈ પણ બીક રાખતી નહીં.' **પૅટી** વચ્ચે બોલી ઉઠી 'નહીં શેઠાણી સાહેબ ! આજ સવારે મેં ત-મને જે કાંઈ કહ્યું તે બીકને લીધે નહિજ. અને હાલ પણ હું ના-પાડુંછું તે પણ બીકને લીધે નહીંજ. અગર જો કે દુનિયામાં મારા વગર બીજું કોઈ જાણે નહીં તથાપિ જેને હું ગેરવાજબી ધારતી હોઉં તે હું મરણાંગતે પણ કરવાની નહીં. મારા મનમાં જે હોય તે કહેવાનું જ્યારે તમે કહોછો ત્યારે કહુંછું કે, મારા પિતા ઘણા દુઃખ-માં છે. તમે તેને માટે રૂ૫૦૦ મૂકી જશો તો મારાપર મોટો ઉપ-કાર થશે. મિ૦ **બાર્લો**એ **પૅટી**ને કહ્યું કે 'આવા મનઃસંયમ અને લા-ગણીઓને લીધે, વર્ષ દિવસે લાખ રૂપૈઆની આવકથી મનુષ્ય મનને જેટલી શાન્તિ મળે તેના કરતાં પણ વધારે શાન્તિ તથા સુખ તનેછે.' **મેસન** એક શબ્દ બોલ્યો નહીં. પરંતુ તેના મનમાં આ વખતે શું ચાલતું હતું તે તેના ચક્ષુ ઉપરથી જણાઈ આવતું હતું. ભ્રમિત ચિ-ત્તે લખેલા વસિયતનામામાં તેણે જે અસંખ્ય ભૂલો કરી તેને માટે **મિ. બાર્લો**એ તેને માફી આપી. અને આખરે ધીમે રહીને કહ્યું કે 'લાવ, **મેસન** કલમ લાવ, હું જાણુંછું કે હવે તું તારૂં મન સાધ્ય રાખી શકે એમ નથી. સારી અને ઉમદા ચાલને માટે તારા મનમાં જે અસર થઈ છે તેને માટે હું તારાપર વધારે રાજીછું. પરંતુ લાગ-ણી વગેરે હવે બંધ કરો. મારે હવે અત્રે કાયદાનોજ માણસ થવું જોઈએ. તારૂંચિત્ત ઠેકાણે લાવવાને માટે જા જરીક હવા ખા.'

**મિસિસ ક્રમ્પ**ના વસિયતનામામાંની બીના તદન છાની રાખવામાં આવી હતી. તેણે પોતાની દોલતની શી ગોઠવણ કરી હતી તે **પૅટી**ના જાણવામા આવ્યું નહોતું, તેમ **મેસન** પણ કંઈ જાણતો નહોતો; કારણકે મિ. **બાર્લોએ** તેના હાથમાંથી દયાની ખાતર કલમ લઈ લીધી ત્યારે તે ફક્ત ઉપોદ્‌ઘાતજ લખી રહ્યો હતો. **મિસિસ ક્રમ્પે** ધાર્યા કરતાં વધારે મહિના કાઢવા માંડયા; અને એ સઘળો વખત **પૅટીએ** ધીરજ તથા દયાથી તેની મરજી ઉઠાવવા માંડી. અગરજો કે એ ડોશી તેના ચાકરોના સુખ પ્રત્યે લાંબા વખતના એકલપેટાપણાને લીધે બેદરકાર હતી, તથાપિ **પૅટી**ના સંબંધમાં તેમ નહોતું. તે ઘણીખરી વાર કહેતી કે 'છોડી! તારી ખરેખરી યુવાનીના વખતમાં આવા કેદખાનામાં તને ગોંધી રાખવી એ મને ઘણું સાલેછે. જ્યારે જ્યારે તારા ભાઈઓ તથા બહેનો તને બોલાવે ત્યારે ત્યારે તેઓની સાથે તું બેલાશક બહાર ફરવા જજે.' પોતાના ભાઈઓ તથા બહેનો સાથે ફરવા જવાથી **પૅટીને** ઘણો આરામ મળતો તથા રમુજ પડતી. અને મુખ્યત્વે કરીને જ્યારે **મેસન** સાથે હોય ત્યારે તેને ઠીક પડતું. **મેસન** પણ બનતા સૂધી સાથે જવાને ચૂકતો નહીં. દિવસે દિવસે તેનો **પૅટી**પર મોહ વધતો ગયો. કારણ કે રહેતે રહેતે તેને તેના સાલસ તથા મમતાળુ સ્વભાવની ખાત્રી થતી ગઈ. તેના ભાઈઓ તથા બહેનો તેના તરફ જે પ્રીતિ તથા મમતા રાખતાં તે જોઈ **મેસનને પૅટી** વિષે ઘણી સારી અસર થતી હતી. તેણે ધાર્યું કે 'તેઓ સઘળાં બચપણથી સાથે ઉછર્યાં છે તેથી એની પ્રકૃતિ વિષે એ માંનું કોઈ છેતરાય એ અસંભવિતછે.જેઓ એને ઘણા વખતથી જાણે છે, તેઓ એને ઘણી સારી રીતે ચાહે છે એજ એક ઉત્તમ નીશાની છે. તે પોતાની રૂપાળી બેન ફેનીને જે પ્રમાણમાં ચાહેછે તેપરથી સાબિત થાય છે કે તેનામાં ઈર્ષ્યા કે હરીફાઈનો બિલકુલે અંશ નથી.'

આવા વિચારોથી **મેસને પૅટીને** પરણીને સારી રીતે ગૂજરાન ચલાવવાને યોગ્ય થવા સારૂ સખ્ત મહેનત કરવાનો નિશ્ચય કર્યો. **પૅટીએ મેસનને** આડકતરી રીતે કહ્યું હતું કે 'હું તમને જેટલું ચાહું છું તેટલું આજસૂધી કોઈને ચાહતી નહોતી. પરન્તુ મારો પ્ર-

થમ પ્રયાસ તો એછે કે પૈસા ભેગા કરી મારા પિતાને ધર્મશાળા માંથી મુક્ત કરવા; કારણ કે હું તેમને ત્યાં રહેલા જોઈ ખમી શકતી નથી. અમે સઘળાંઓ જ્યારે એમને ત્યાંથી મુક્ત કરવામાં જય પામીશું, ત્યારેજ પરણવાની વાત કરીશું, પ્રથમ ફરજ અને પછી પ્યાર'. મેસને જ્યારે તેને તેના બાપ પ્રત્યે આવા દૃઢ વિચારની જોઈ ત્યારે તે તેને વધારે ચહાવા લાગ્યો. કારણ કે તે વિચારશીળ હતો અને જાણતો હતો કે જે યુવતી પુત્રી, અને બહેન તરીકે સારી છે તે પત્ની તરીકે નિઃસંશય સારીજ નિવડશે.

## પ્રકરણ ૮ મું

### 'ઈર્ષ્યાની ફતેહ તેના કર્તાના અપમાનનુંજ મૂળ નિવડે છે.

આટલો વખત સૂધી **ફેની** શું કરતી હતી તેનો હેવાલ હવે કહીએ. તેના ભાઈના મૃત્યુ પછી જ્યારે તે **મિસિસ હુંગરફોર્ડને** ત્યાં આવી ત્યારે તેણે તથા તેનાં છોકરાંઓએ બેહદ મમતાથી તેનો સત્કાર કર્યો હતો. અગર જોકે **ફેની** આ છોકરાંઓને ગમે તે. પરંતુ અયોગ્ય, કંઈપણ કામ તેમની માની મરજીને અનુસરીને કરવા નહોતી દેતી, તથાપિ તેઓ તેનાપર ઈતરાજી ન રાખતાં ઉલટા બહુ વહાલ રાખતાં. **મિસિસ હુંગરફોર્ડ** રામઢોલની વાત ભૂલી ગઈ નહોતી. એક દિવસે સવારમાં તેણે તેના નાના છોકરાને કહ્યું '**ગુસ્ટાવસ**, રામઢોલ તથા પડઘમ જોવાની તારી જીજ્ઞાસા પૂરી પડશે. તમારો પિતરાઈ ભાઈ **ફિલિપ** થોડાક દિવસમાં અત્રે આવશે. **મન્મથ**માં જે લશ્કરની ટૂકડી રહેછે તેના કર્નલ સાથે તેને ઘણું સારૂં પિછાન છે, તેથી થોડા દિવસમાં એનું વાજું મોકલવા તે તેને કહેશે. આપણે તે વાજાને આપણા બાગને છેડે રાખીશું અને પેલા મંડપની નીચે તમે સઘળાં ભાઈઓ તથા બહેનો **ફેની**ની સાથે જમજો, કારણ કે એ ગમતમાં **ફેની**ને ખાસ ભાગ આપવો એ ઘટારત છે.' **મિસિસ હુન્ગરફોર્ડ** જે **ફિલિપ** માટે વાત કરતી હતી તે **ફિલિપ**, **ઈંગ્લાંડનો** અસલ દેશાઈ મિ. **ફેલિંગ્સબી**-

જ હતો. તે સુંદર ઘોડા તથા ગાડી ચાહતો હતો: એટલુંજ નહીં, પરંતુ સુંદર લાડીઓનો પણ શોખીલો હતો.

પહેલે દિવસે જ્યારે તે **મિસિસ હન્ગરફોર્ડને** ત્યાં આવ્યો ત્યારે તે **ફેનીની** લાવણ્યતા જોઈને વિસ્મય થયો, અને દિવસે દિવસે તે તેને વધારે ખૂબસુરત દેખાવા લાગી. તે હમેશાં એના નાના ભાઈઓ સાથે વધારે આવજાવ કરવા લાગ્યો. જ્યારે **ફેની** તે છોકરાંઓની પાસે હોય ત્યારે કંઈને કંઈ બહાને તે પણ છોકરાંઓ પાસેજ રહેતો. તેના જેવી સ્થિતિની સુંદર છોડીને આવા ચેષ્ટાખોર ગૃહસ્થને દૂર રાખવાની જે મુશીબત નડેછે, તે મુશીબતો વચમાં ન લાવતાં, ફક્ત પોતે પોતાની સવિનય ચાલચલગતથીજ **ફેની** તેને દૂર રાખી શકી. જ્યારે તે **મિસિસ હન્ગરફોર્ડને** ત્યાં આવ્યો ત્યારે ફક્ત એક અઠવાડિયુંજ રહેવાનો તેનો વિચાર હતો; પરન્તુ જ્યારે તે અઠવાડિયું પૂરૂં થયું ત્યારે બીજું અઠવાડિયું રહેવાનો નિશ્ચય કર્યો. **મિસિસ હન્ગરફોર્ડનું** ઘર તેને ઘણુંજ મન પ્રસન્ન લાગ્યું. જ્યારે **મિસિસ હન્ગરફોર્ડે** બાગની અંદર વાજુ લાવવાનું તેને કહ્યું ત્યારે એ યોજના સાંભળી તે ખૂશ ખૂશ થઈ ગયો, અને મંડપની નીચે છોકરાંઓ સાથે ખાણું ખાવાને ઉત્સુક થયો. પરન્તુ આ બાબત તે વધારે તાણ કરી શકે તેમ નહોતું, કારણ કે તેઓને શક ઉપજશે એમ તેને ધાસ્તી હતી.

બાગમાં જમવાને જેઓ આવેલાં હતાં તેમાં **મિસિસ ચેવિયટ** કરીને એક આંધળી સ્ત્રી હતી; તેણે એક સોબતી તરીકે પોતાને ઘેર આવી રહેલી એક યુવાન છોડીને પોતાની સાથે લાવવાની છૂટ લીધી હતી. આ યુવાન છોડી **જેસી બેટસ્વર્થસ** હતી. જ્યારથી તેનો બાપ **કેપ્ટનબેટસ્વર્થસની** દોલતનો ધણી થયો હતો, ત્યારથી તેની મા **જેસીને** દુનિયામાં આગળ વધવા યત્ન કરવામાં કાંઈપણ મણા રાખતી નહોતી. તે નિ:સંશય માનતી કે જ્યારે સારી રીતે શણગાર સજવામાં આવ્યા હોય જે ત્યારે **જેસીની** ખૂબસુરતી કોઈ ગૃહસ્થને કે કોઈ મોટા દેશાઈને નક્કી મોહપાશમાં નાંખશે! તેટલા માટે તે **જેસીને** નવી નવી તરેહના પોશાક પહેરાવતી. **જેસીનો** મૂળ સ્વભાવજ કપડાં પ-

હેરવાની જુદી જુદી તરેહ તથા લીલામાં તદન ગરક થઈ ગએલો હતો; તેમાં 'ભાવતું ને વળીવૈદે કહ્યું', તેમ તેની માના કહેવાથી તેનું મગજ ફરી ગયું હતું. આ મૂર્ખાઈ દૃઢ થતી જતી હતી તેવામાં **મન્થમ**ના એક બૉલ (નાચ) માં તે **કેપ્ટન બ્લુમિંગટનને** મળી. તે એમ ધારવા લાગી કે 'તે તદન મારા મોહપાશમાં પડેલો છે.' એની સાથે તે સ્ત્રીચરિત્ર લડાવવા લાગી. જેસી **મિ૦ બ્લુમિંગટનને** એટલું તો ઉત્તેજન આપવા લાગી કે 'થોડાક વખતમાં તેઓ પરણશે' એમ દરેકજણ ધારવા લાગ્યું. વારંવાર તે અને તેની બહેન **સેલી. મન્મથ** શહેરમાં આ માણસ સાથે ફરતાં દીસતાં હતાં. અને આખો દિવસ તથા રાત **મિ૦ બ્લુમિંગટને** બક્ષીસ કરેલા ઈયરીંગ (લોળિયાં) પહેરતી હતી. એકવાર એવું બન્યું કે આ કેપ્ટનના કોઈ અમલદારને તેણે એવું બોલતો સાંભળ્યો કે '**જેસી** તો વડા કેપ્ટનની સ્ત્રી થવા લાયક છે.' આ વખતથી તેણે આ કેપ્ટન સાથેનો સઘળો વ્યવહાર તોડી નાંખ્યો એક ગામડાની છોડી તરફથી પોતાને થયેલો તિરસ્કાર જોઈ **કેપ્ટન બ્લુમિંગટનને** ઘણો ગુસ્સો આવ્યો. તેણે વેર વાળવાનો નિશ્ચય કર્યો, અને **સેલી** તરફ પોતાનું લક્ષ લગાડયું. કારણ કે તે ધારતો હતો કે 'બન્ને બહેનો વચ્ચે અદેખાઈ છે; તેથી તેની બહેન સાથે પ્યાર બાંધવો, તે એ પ્રપંચી છોડીને નાકમેદ અને દુઃખી કરવાનો સુલભ તથા શ્રેય રસ્તો છે' **જેસીએ સેલીને** કહ્યું કે 'મારા તજી દીધેલા પુરૂષના પાશમાં તું પડી તેથી હું તને અભિનંદન આપું છું.' ત્યારે **સેલીએ** કહ્યું કે 'તું હવે મારી દાસી થવાનો યોગ્ય થઇછે તેથી હું પણ તને અભિનંદન આપું છું. કારણ કે તારી આટલી અક્કડાઈ તથા સુંદર મુખમુદ્રા છતાં તું પત્ની થવાને લાયક નથી. 'ધોબીનો કૂતરો નહીં ઘરનો ને નહીં ઘાટનો' એવો તારો ઘાટ છે.' **મિસિસ બેટસ્વર્થસ** હમેશાં કબૂલ કરતી હતી કે '**જેસી** મને સૌથી વધારે વહાલી છે.' ડાહી અને માયાળુ માતાનો ડોળ કરી તે આવી દરેક તકરારોમાં ભાગ લેતી હતી અને 'મારી **જેસી** મોટા માણુસ સાથેજ લગ્ન કરશે' એમ કહી બળતામાં ઘી હોમી આ બન્ને બહેનોમાં વધારે ને વધારે અણબનાવ કરાવતી હતી.

**જેસી**ને મોભાદાર માણસોના સહવાસમાં લાવવાને માટે **મિસિસ બેટસ્વર્થે** તેનેકોઈ સ્ત્રીની સોબતી તરીકે કોઈ ઊંચ કુટુંબમાં મૂકવાનો નિશ્ચય કર્યો. **મિસિસ ચેવિયટના** ઘરની વ્યવસ્થા રાખનાર **મિસિસ બેટસ્વર્થ**ની કંઈક સગી હતી;તેથી તેણે તેને **જેસી**ને સોંપવાને માટે કહ્યું,તે વ્યવસ્થાપકે કહ્યું કે 'મારી શેઠાણીના નિયમો સખ્તછે અને તારી **જેસી** કંઈક મોજીલી છે તેથી મારૂં મન હા પાડતું નથી. તમે તેમ અમે જાણીએ છીએ કે **મન્મથ**માં **જેસી**ની એક લશ્કરી અમલદાર સંબંધી બહુ વાતો ચાલતી હતી. મેં જાતેજ તેને ભપકાબંધ કપડાં પહેરી તેની સાથે ફરતી જોઈછે.' **મિસિસ બેટસ્વર્થે** કહ્યું કે 'હવે તેમાંનું કાંઈએ નથી. તે માણસ **જેસી**ના રૂપગુણને છાજે તેવો નહોતો. મોતીના ચરનારા તો હંસજ હોયછે. એ પુરૂષ **સેલી**ને માટે કાંઇક ઠીક છે. મારી **જેસી**એ તો હવે પોતાની ટેવ સુધારવા માટે નિર્ણય કર્યોછે અને કોઈ સભ્ય ઘરમાં રહેવાને ઈચ્છે છે.' વ્યવસ્થાપકને અગરજોકે **જેસી** માટે ઊંચો મત નહોતો, તથાપિ તેણે પોતાની ટેવ સુધારવાનો નિશ્ચય કર્યો હતો તેથી આગળ જતાં સારી નિવડે એમ ધારી, તથા તે પોતાની સગી હતી તેથી, મિસિસ **ચેવીયટ**ને મોંઢે **મિસિસ બેટસ્વર્થ**ની ભલામણ કરવાની તેણે હા પાડી. તેની ભલામણથી **મિસિસ ચેવીયટે જેસી**ને પોતાના કુટુંબમાં રાખી. આંધળી સ્ત્રીની સોબતી તરીકે પોતે રહી તેને માટે **જેસી** ખાસ ખૂશીમાં હતી. પહેલેજ દિવસે જ્યારે તે **મિસિસ ચેવિયટ**ની સાથે બહાર ગઈ ત્યારે તેને માલૂમ પડ્યું કે તે અંધછે એટલૂંજ નહીં, પણ તેને ખૂશામત ઘણી વહાલી છે. **જેસીએ** તેની આ ખોડનો લાભ લીધો અને તેના મનમાં પોતા માટે એવો તો સરસ વિચાર બેસાડી દીધો કે તે તેને ઘણી ડાહી તથા વિચારશીળ છોડી માનવા લાગી.

જ્યારે આ પ્રમાણે સર્વ બીના હતી ત્યારે **જેસી મિસિસ ચેવિયટ**ની સાથે **મિસિસ હુંગરફોર્ડ**ને ત્યાં પ્રથમજ આવી. કોઇ સભ્ય સ્ત્રીનો પોશાક કે રીતભાત પસંદ ન કરતાં તે હજુ પણ એવી તો ઠાઠમાઠ રાખનારી હતી કે બીજાઓનું લક્ષ તેની તરફ દોરાતું.

જમતી વખતે જ્યારે તે પોતાની ચેષ્ટાઓ લડાવતી હતી ત્યારે મિ. **ફોલિંગ્સબીની** તથા તેની નજર એકઠી થઈ; અને જ્યારે તેઓ બાગમાં ફરવા જતાં હતાં ત્યારે **ફોલિંગ્સબીએ** એક અમલદારને પૂછ્યું કે 'પેલી છોડી કોણ છે? તેની આંખો સુંદર છે, તથા તેની ડોક પણ લાંબી અને ઘણી ખૂબસુરત છે'. આ સાંભળીને **જેસીને** ઘણોજ સંતોષ થયો, તથા મિ. **ફોલિંગ્સબીને** પોતે વશ કરી લીધો છે એમ ધારવા લાગી. 'વાંદરાને વળી નિસરણી મળી' તેની માફક આ વિચારથી તે એટલી તો ઉન્મત્ત થઈ ગઈ કે તે પોતાની મગરૂરી સભ્યતાના ઘરમાં પણ રાખી શકી નહીં. તેણે જ્યારે **ફેનીને** છોકરાંઓ સાથે માંડવાની અંદર જમતાં જોઈ ત્યારે ઘણા આશ્ચર્યની સાથે તે બોલી કે 'અરે! **ફેની ફ્રેન્કલાંડ**, શું તુંજ છે કે? તને અહીં આવેલી જોવાને અહીંઆ કોણે ધાર્યું હતું?' આથી પણ વધારે વિસ્મય ઉત્પન્ન થવાનું કારણ એ હતું કે મિ. **ફોલિંગ્સબીનું** લક્ષ તદન **ફેનીપરજ** લાગેલું હતું અને તે એટલો તો એકાગ્રચિત થઈ ગયો હતો કે પોતે ફૂલના ક્યારાપર ચાલતો હતો તેનું પણ તેને ભાન નહોતું.

જ્યારે **જેસીને** માલૂમ પડ્યું કે પોતાની હરીફ (**ફેની**) પોતાના પસંદ કરેલા પુરૂષપર બિલકુલે લક્ષ આપતી નથી, ત્યારે તેને ઘણું માઠું લાગ્યું. તેણે ધાર્યું કે 'એ સદ્‌ગૃહસ્થ તેના મોહપાશમા ફસાયો છે તેની જાણે પોતાને ખબર નથી એમ એ જણાવે છે. એ એની સ્વાભાવિક વર્તણુક નથી પણ સ્રીચરિત્ર છે. પરન્તુ થોડાજ વખતમાં હું એની સઘળી યુક્તિઓ શોધી કાઢીશ.' આ પ્રમાણે પોતાના મન સાથે વિચાર કરીને તે વિચાર પાર પાડવાનો પ્રયત્ન કરવા લાગી. **મિસિસ ચેવિયટ** આંધળી હોવાને લીધે બીજી ગમતોપર તેને પ્યાર નહોતો; પરંતુ ગાયનની તે બહુ શોખીન હતી. **મિસિસ હુન્ગરફોર્ડની** એક પુત્રી વાજું ઘણું સરસ વગાડી જાણતી હતી. તેજ સાંજરે જ્યારે **મિસિસ ચેવિયટ** એ તરૂણીનું ગાયન સાંભળતી હતી ત્યારે **જેસીએ** તેને કહ્યું કે 'બાઇસાહેબ' આવું વાદિત્ર તથા ગાયન રોજ સાંભળીને તમે કેટલાં બધાં ખૂશ થાઓ!' ત્યારે

**નાના ગુસ્ટાવસે** વચ્ચે બોલી કહ્યું કે 'ગાયન શિક્ષક મારી બેનને શીખવવા આવેછે તે વખતે જો એ હમેશાં આવે તો ઘણુંએ ગાયન સાંભળે. હમણાં હું મારી મા પાસે જઈને તેની રજા લઈ આવું છું; કારણ કે (તેણે ધીમે સાદે કહ્યું) જો હુંજ આંધળો હોઉં તો મને પણ ગાયન તથા વાદિત્ર બહુ ગમે.' **મિસિસ હન્ગરફોર્ડ** સ્વભાવે ઘણી સારી હતી તેમ વિવેકી પણ હતી. તેથી તેણે **મિસિસ ચેવિયટની** જ્યારે જ્યારે ગાયન સાંભળવાની ઈચ્છા થાય ત્યારે ત્યારે પોતાને ત્યાં ખુશીની સાથે તેને આવવાનું કહ્યું. આથી **મિસિસ ચેવિયટને** ઘણો આનંદ થયો, અને હમેશાં નિયમસર સવારમાં જ્યારે ગાયનશિક્ષક **મિસિસ હન્ગરફોર્ડને** ત્યાં આવતો ત્યારે પોતે ત્યાં જતી, અને સોબતની જરૂર તેથી **જેસીને** સાથેજ રાખતી.

પોતાની ઝેરી જીજ્ઞાસા પૂરી પાડવાની **જેસીને** ઘણી તકો મળી. તેને એમ માલૂમ પડ્યું કે **ફેનીના** અતડા રહેવાથી મિ. **ફેલિંગસબીએ** અધીરા થઈ તેને પોતાના પાશમાં નાંખવાની સઘળી યુક્તિઓ કામ લગાડી છે. એના મનમાં ઈર્ષ્યા ઉત્પંન કરવાની આશાથી તે કોઈ કોઈ વાર **જેસી** સાથે હાસ્યવિનોદ કરતો. પરંતુ તેને માલૂમ પડ્યું કે એ યુક્તિ બીજી સ્ત્રીઓની બાબતમાં પાર પડે છે તથાપિ **ફેનીને** માટે તો તે તદન વ્યર્થજ છે. તેના કુદરતી વિનયથી તથા તેના સ્વભાવની માધુર્યતાથી **મિ. ફેલિંગસબીને** એટલી બધી પ્રીતિ ઉત્પન્ન થઈ કે તે પોતાનું મન કબજે રાખી શક્યો નહિ. તેણે **ફેનીને** ખૂલ્લેખૂલ્લું કહ્યું કે 'હું તારા વગર રહી શકતો નથી.' જાણે તેણે ફક્ત મશ્કરીમાંજ કહ્યું હોય તેમ ગણી તેને ઉરાડી દેવા **ફેની** હસતાં હસતાં બોલી કે 'તમે મારા વગર રહી શકતા નથી એ ખરે ખરૂં દયા ભરેલું છે; કારણ કે તમને સારી પેઠે માલૂમ છે કે મારી શેઠાણીની નોકરી બજાવવી, ને તમારી સેવા ઊઠાવવી એ બે કંઈ સાથે બને નહિ.' **ફેનીનું** માનવું ભૂલ ભરેલું છે એવું સમજાવવા તથા ખાતરી કરવા **મિ. ફેલિંગસબીએ** પ્રયત્ન કર્યો અને સોગન ખાધા કે 'જ્યાંસુધી મારી પાસે પૈસો છે ત્યાંસુધી તને સુખ આપવાને હું જરાએ પાછો નહિ પડું.' **ફેનીએ** કહ્યું 'સાહેબ! જે બાબત હું ખ-

રાખ ધારૂંછું, જે બાબત મારે માથે હમેશને માટે કલંક મૂકે, અને જે બાબત મારા ગરીબ પિતાનું અંતઃકરણ ભેદી નાંખે તે બાબત જો હું કરૂં તો તમારી અનર્ગળ દોલત હશે તો તે પણ મને લેશ-માત્રે સુખ આપી શકશે નહિ.' મિ **ફ્રેલિંગ્સબીએ** કહ્યું 'પરંતુ તારો પિતા એ સંબંધી કશું પણ જાણશેજ નહિ, સર્વે છાનું રખીશું. મારી આબરૂપર ભરોંસો રાખ' **ફ્રેનીએ** કહ્યું 'આબરૂ ! સાહેબ, આબરૂની વાત તમે મારે મોંઢે શું કરોછો ? શું તમે એમ ધારોછો કે હું ગરીબ છું તેથી આબરૂ એ શું ચીજ છે તે જાણતી નથી ? અગર શું તમારા મનમાં એમ છે કે તમને તમારી આબરૂની કિંમત છે, અને મને મારી આબરૂની કિંમત નથી ? શું તમે 'કાળા એટલા ભૂતના સાળા' સમજોછો?! તમારી આબરૂ વિશે શક લાવનાર મા-ણુસ સાથે લઢાઈ કરી તમે તેને મારી નહિ નાંખો ? તેમ છતાં તમે મારી આબરૂને ધોકો પહોંચાડવાની ઈચ્છા જણાવોછો, તેનીજ સાથે તમારાપર મારી પ્રીતિ ઉપજાવવાની કેવી ફોકટ આશા રા-ખોછો !!' આ સાંભળી મિ. **ફ્રેલંગ્સબી** થોડીકવાર ચૂપ રહ્યો. પરંતુ જ્યારે **ફ્રેની** ત્યાંથી ઉઠીને જવા લાગી ત્યારે તેને ઉભી રાખી મોંઢે કહ્યું કે 'આબરૂ વિષે તેં મનોરંજક ભાષણ કર્યુંછે, અને વળી જ્યારે તું બોલતી હતી ત્યારે ઘણી ખૂબસુરત દેખાતી હતી, મેં તને જે કહ્યું છે તેપર તું થોડીકવાર વિચાર કરીને જવાબ દેજે. અને તને સોગન દઉંછું કે મને કાલે કંઈ પણ ઉત્તર દે તેના પ-હેલાં આ ચોપડીમાં જે છે તેનું બરાબર ધ્યાનથી મનન કરજે.'

મિ. **ફ્રેલંગ્સબી** ત્યાંથી ગયો, એટલે **ફ્રેનીએ** તે ચોપડી લીધી અને ઉઘાડ્યા સિવાય તરતજ પાછી આપવાનો નિશ્ચય કર્યો. તેજ વખતે તેણે મિ. **ફ્રેલંગ્સબીપર** એક ચીઠી લખી. એ ચીઠી અને ચોપડી એક કાગળમાં તે વીંટતી હતી તેટલામાં **જેસી**,ગાયન-શિક્ષક અને **મિસિસચેવિયટ** ત્યાં આવ્યાં. **જેસી** જ્યારે ઓરડામાં આવી ત્યારે **ફ્રેનીનું** મોં ઊતરી ગયેલું હતું. જ્યારે તે **મિસિસચે-વિયટને** માટે ખુરશી લાવવા ગઈ ત્યારે દુષ્ટ બુદ્ધિથી **જેસીએ** મેજપર પડેલી ચોપડી ઉઘાડી જોઈ, તો તેના દરેક પાનામાં ૨૫૦)નું એક

એવાં **૨૧** નોટ તેને માલૂમ પડ્યાં. આ સઘળો વખત **ફેની** કંઈપણ શક આણ્યા વગર છોકરાંઓ માટે ગાયનની ચોપડીઓ ખોળતી હતી. **જેસીએ** કરડાકીથી તેને કહ્યું કે 'કેમ **ફેની,**' **ફિલિપ ફેલિંગ્સબી-એ** આ ચોપડી તને આપીછે કે ? ખરેખર એ ચોપડી તો ઘણીજ અમૂલ્ય જણાય છે. બેશક એ તને આપવાનું કંઈ ખાસ કારણ હશેજ !' **ફેની** આ અણધારેલા ભાષણથી રાતીમાતી થઈ ગઇ અને **મિ. ફેલિંગ્સબીને** દોષમાંથી મુક્ત કરવા શું કહેવું તે વિશે તેના મનમાં ઢચુપચુ થવા લાગ્યું. આખરે તેણે કહ્યું કે 'તેણે એ ચોપડી મને આપી દીધી નથી; એતો મને ફક્ત મનન કરવા આ-પીછે અને હું તરતજ પાછી આપવાનીછું.' **જેસીએ** મશ્કરીમાં કહ્યું કે 'ત્યારે પ્રથમ મનેજ વાંચવા આપ. **મિ. ફેલિંગ્સબીએ** જેવી રીતે તને આપી તેવી રીતે મને પણ તે ખૂશીની સાથે આ-પશેજ. (ચોપડી પોતાના હાથમાં મજબૂત ઝાલી રાખીને બોલી) બીજા માણસોની મારક મને પણ હવે વાંચવાનો શોખ લાગ્યોછે.' **ફેની** વધારે ખીજવાઈને બોલી ' **મિ. ફેલિંગ્સબી** તને તે વાંચવાને આપશે. હમણાં એમણે મને સોંપી છે તેથી મારે સહીસલામત તે-મને તે પાછી આપવી જોઈએ. લાવો, ચોપડી છોડો.' **જેસીએ** કહ્યું 'ખરેખર ! સહીસલામત તમારે પાછી આપવી છે ! મને એ બાબત બિલકુલે શક નથી ?' આટલું વારેવારે કહીને તે ચોપડી જ-મીનપર ખંખેરવા મંડી, તેથી અંદરનાં બધાં નોટ જમીનપર પડ્યાં અને આમતેમ ઉડવા માંડ્યાં. પછી તેણે પોતાની શેઠાણીને કહ્યું કે 'ઘણીજ દિલગીરીની વાતછે **મિસિસ ચેવીયટ** ! કે તમે આવી સુંદર ચોપડી જોઇ શકતાં નથી ! આખી ચોપડી નોટોથીજ ભરેલી છે. પરંતુ હું ધારૂંછું કે **મિસિસ હન્ગરફોર્ડ** કાંઈ આંધળાં નથી ! આ વખતે **મિસિસ હન્ગરફોર્ડ** અંદર આવી. તે આ જોઈ સ્તબ્ધ થઈ ઉભી રહી. **જેસી** પોતાની વૈરબુદ્ધિની ફતેહ જોઈ ખૂશ-બખ્તીમાં ઉભી હતી. **ફેનીનું** મોં લેવાઇ ગયું હતું, તથાપિ નિરપરા-ધી માણસ જેવી શાન્તિ રાખેછે તેવીજ શાન્તિ રાખી તે ઉભી રહી. છોકરાંઓ તેની આસપાસ વિંટલાઈ વળ્યાં. એટલામાં **મિસિસ**

**એવિયટ** કહેવા લાગી કે 'આ શું ચાલે છે? **જસી** આ શી ગડબડ છે તે કોઇ મને નહિ કહો? તું શેની વાત કરેછે?' **જેસીએ** મલકાતે મોંઢે કહ્યું! 'શેઠાણી, હું એક ઘણીજ નોટોથી ભરેલી કીમતી ચોપડીની વાત કરૂંછું! **ફ્રેની** કહેછે કે તે ચોપડી **મિ. ફ્રોલગ્સબીએ** એને મનન કરવા આપીછે, અને તે તેને પાછી આપવાને એક કાગળમાં તે વીંટતી હતી, તેટલામાં જોગજોગે તે ચોપડી મેં લઇને હલાવી.'

**મિસિસ હુન્ગરફોર્ડે** પોતાના દીકરા **ગુસ્ટાવસને** કહ્યું કે એ સઘળાં નોટ તું ભેગાં કરીલે. **ફ્રેની** વિશે જેટલું મેં જાણ્યું છે તેટલાથી મને ખાતરી છે કે તે જે જે કહેછે તે ખરૂંજ હોયછે. જ્યારથી તે મારી પાસે રહીછે ત્યારથી એક જુજ બાબતમાં પણ તે જુઠું બોલી નથી; તેપરથી મારે તે કહે તેનાપર પૂર્ણ આધાર રાખવાનો છે.' તરતજ સઘળાં છોકરાંઓએ એક સાથે કહ્યું 'હા બા! તમે એનાપર પૂર્ણ આધાર રાખજો.' **મિસિસ હુન્ગરફોર્ડે ફ્રેનીને** કહ્યું '**ફ્રેની** તું મારી સાથે ચાલ. અગર જો કે તું જે કહીશ તે સંતોષકારકજ હશે, તથાપિ તારે જે ખૂલાસો કરવાનો હોય તે આ સઘળાંની વચ્ચે કરવાની જરૂર નથી.' **જેસીની** દ્વેષદૃષ્ટિથી દૂર જવાને **ફ્રેની** ઘણી ખૂશી હતી તેથી પોતાપર મૂકેલા વિશ્વાસ તથા કૃપાને માટે **મિસિસ હુન્ગરફોર્ડનો** ઘણો ઉપકાર માન્યો. પરંતુ જ્યારે ખૂલાસો કરવાનો વખત આવ્યો ત્યારે, તે ઘણા ગભરાટમાં પડી. કારણ કે એથી **મિ. ફ્રોલિંગ્સબી** અને તેની કાકી વચ્ચે કલહ ઉત્પન થવાની તેને ધાસ્તી હતી. તેનો વાંક બતાવ્યા વગર પોતાને નિર્દોષ શી રીતે ઠરાવવી તેની તેને ગમ પડી નહિ. તેને આ વખતે 'સુડી વચ્ચે સોપારી' જેવું હતું. **ફ્રેની** બોલવાનું શરૂ કરશે એવી આશા રાખી થોડીક મિનિટ સૂધી રાહ જોઈ **મિસિસ હુન્ગરફોર્ડે** કહ્યું '**ફ્રેની**! શરમાય છે કેમ? રડેછે શું કરવા? કેમ કંઈ બોલતી નથી? તને મારી તરફથી ન્યાય મળવાની શું ખાત્રી નથી? તેમ તું શું એમ ધારેછે કે તારે માથે કોઈપણ તરેહનું કલંક આ-

વતું હોય તો હું તારૂં રક્ષણ નહિ કરૂં ? મારા ભત્રિજાપર તહોમત છે એ વાત ખરી; પણ જ્યારથી મારાં છોકરાં તારા હાથ નીચે સોંપ્યા છે ત્યારથી તેં એમની જે સંભાળ લીધી છે તેને માટે હું તારી આભારી છું. તેથી જો તારે **મિ. ફોલીંગ્સબી** માટે કંઈપણ ફરીયાદ કરવાની હોય તો તે ખૂલાસાથી કહી દે." **ફેની** બોલી 'શેઠાણી સાહેબ! તમારી મારા પ્રત્યેની મમતાને માટે હું આભારી છું. ખરેખર, કોઈને માટે ફરિયાદ કરવાની મને બિલકુલે ઈચ્છા નથી. મને આખી દુનિયાનું રાજ્ય મળે તોપણ હું તમારી અને તમારા ભત્રિજાની વચ્ચે અણબનાવ ઉત્પન્ન કરનાર નથી. (ડસકાં ખાતે ખાતે કહેવા લાગી) તેમ કરવા કરતાં મારે તમારૂં કુટુંબ તરતજ છોડવું એ મને સૌથી ઉત્તમ લાગેછે. ખરે મારે તેમજ કરવું જોઇએ.' શેઠાણીએ કહ્યું 'નહિ **ફ્રેની**! આજે જે જે બન્યું છે તેનો ખૂલાસો કર્યા વગર તું મારે ત્યાંથી જાય એ ઠીક નહિ; કારણ કે જો તું એમ કરીશ તો તારૂં માન અપમાન **જેસી**ના હાથમાં રહેશે.' ખરેખરાં ભયથી પાંદડાના માફક થરથરતાં **ફ્રેની** બોલી 'ઇશ્વર એવું ન કરો શેઠાણી! હું તમને વિનતિ કરૂંછું કે મારાપર કૃપા કરીને આ ચોપડી તથા નોટો મિ. **ફોલીંગ્સબીને** પાછાં આપશો, તથા આ કાગળ પણ તેને પહોંચાડશો. હું આ કાગળ તે ચોપડી સાથે વીંટતી હતી તેટલામાં **જેસી** આવી અને મેં કદી નહિ જોયેલાં તે બેન્કનોટ તેણે ચોપડીમાં જોયાં. આ નોટ મારે જે કંઈ જવાબ દેવાનો છે તેમાં ફેરફાર કરાવી શકે તેમ નથી. તેથી જો તમે કહેતાં હો તો પ્રથમ લખેલોજ કાગળ હું તમને આપું.'

પછી તે કાગળ તથા નોટવાળી ચોપડી **મિસિસ હુન્ગરફોર્ડે** પોતાના ભત્રિજા મિ. **ફોલીંગ્સબીને** મળીને તરતજ તેના હાથમાં મૂકી, ત્યારે તે ઘણો વિસ્મય પામ્યો. ચોપડી **જેસી**ની નજરે શી રીતે પડી તથા **ફ્રેની**પર તે કેવાં તહોમત મૂકવાની હતી તે સંબંધી સર્વ હકીકત તેની કાકીએ તેને કહી. અને વળી કહ્યું કે '**ફેની** મારી તથા તમારી વચ્ચે કલહ થવાની ધાસ્તી રાખે છે તેથી જે ખુલાસા જોઈએ તે ખુલાસો ઘણી સમજાવ્યા છતાં તેણે મને આપ્યો નથી; પણ હું ધારૂંછું કે તે નિર્દોષજ હશે.' મિ. **ફોલીંગ્સ-**

બીએ કહ્યું 'ત્યારે તમે આ કાગળ જોયો નથી? એણે પોતાના મનથીજ નિર્ણય કર્યો હોય એમ લાગે છે. વાહ! ઘણીજ સારી છોડી છો! તમે મારે માટે ગમે તે ધારો તોપણ એણે જે લખ્યું છે તે મારે તમને બતાવવું જોઇએ. તેપરથી હું કેટલો ઠપકાપાત્ર છું તથા તમે એનાપર જે વિશ્વાસ રાખોછો તે વિશ્વાસને તે કેટલીબધી લાયક છે તે તમને સહેજ માલૂમ પડશે.' આટલું કહી તેણે તે કાગળ **મિસિસ હન્ગરફોર્ડના** હાથમાં મૂક્યો, અને તે વાંચતાં તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"સાહેબજી—તમે જે ચોપડી મારા માટે મૂકી હતી તે હું આ સાથે પાછી મોકલું છું. કારણ કે એની અંદર ગમે તે હશે તે, થોડી વારપર મારે તમારે જે વાતચિત થઈ હતી તે સંબંધીના મારા વિચાર ફેરવી શકવાનું નથી. હું આશા રાખુંછું કે હવે પછી તે પ્રમાણે તમે મારે મોંઢે એકે શબ્દ પણ નહિ બોલો. સાહેબ! વિચાર કરો કે હું એક ગરીબ અનાશ્રિત છોડી છું. થોડા વખતથી તમે મારી સાથે જેવી વર્તણુકે વર્તવા લાગ્યા છો તેજ પ્રમાણે હવે પછી વર્તશો તો મારે દિલગીરીની સાથે મારા મિત્ર અને રક્ષક **મિસિસ હન્ગરફોર્ડનું** ઘર તજવાની જરૂર પડશે. એવાં સારાં મિત્ર મને ક્યાંથી મળશે! મારો વૃદ્ધ પિતા બિચારો ધર્મશાળામાં રહે છે. અને જ્યાં સુધી તેનાં છોકરાં એના ગૂજરાન યોગ્ય રળીને પેદા ન કરે ત્યાં સુધી એ ત્યાંજ રહેશે. સાહેબજી! એમ નહિ ધારતા કે આ વાત હું તમારા મનમાં દયા ઉપજાવવાને અને મદદ માગવાને માટે જણાવુંછું. જ્યાં સુધી તમારા આવાજ વિચાર તથા રીતભાત રહેશે ત્યાં સુધી હું અગર મારા પિતા તમે ગમે તે આપવાનું કહેશો તેમાંથી એક લાલ પાઇ પણ લેવાનું કબૂલ નહિ કરીએ. મહેરબાન સાહેબ! મારાપર દયા રાખો, અને જેમને તમે કાંઈ ગુણ કરી શકવાના નથી તેમને નાહક દુઃખ ઉત્પન્ન ના કરો.

હું છું,
તમારી આજ્ઞાંકિત સેવક,
"ફેની ફ્રેન્કલાંડ."

**મિસિસ હુન્ગરફોર્ડ** આ કાગળ વાંચી રહી કે તરતજ મિ. **ફ્રેલિંગસબી**એ પોતાનો ઘંટ વગાડયો, અને પોતાના ઘોડા તૈયાર કરવાનો ચાકરને હુકમ આપ્યો. તે બોલ્યો હું હમણાંજ અત્રેથી જાઉંછું, તેથી ફ્રેનીને તમારૂં ઘર છોડવાની જરૂર નહિ પડે. આ નોટ તમે તમારી પાસેજ રાખો. તેણે લખ્યુંછે કે 'મારો બાપ ઘણા દુઃખમાં છે.' હવે હું કંઈ સારા વિચારપર ચડવા લાગ્યો હોઉં એમ મને માલૂમ પડેછે; તેથી તે મારી મદદ ધિક્કારી કાઢશે નહિ. આ પૈસા જ્યારે અને જેવા રીતે તમને ઠીક લાગે ત્યારે અને તેવી રીતે એને આપજો, મને ખાતરી છે કે આ રૂ. ૧૦૫૦ નો ઉપયોગ હું આથી સારો કરી શકત નહિ. હું પરમેશ્વર પાસે માગુછું કે હવેથી તે મારા પૈસાનો કંઈપણ ખોટો ઉપયોગ કરાવે નહિ. આટલું કહી મિ. **ફ્રેલિંગસબી** શહેર તરફ ચાલી નીકળ્યો. તેની કાકીએ ધાર્યું કે તેણે નિષ્કપટપણું તથા ઉદારતા બતાવી પોતાના ગુન્હાને માટે કેટલોક પશ્ચાતાપ કર્યો એ ઠીક થયુંછે.

**મિસિસ હુન્ગરફોર્ડને ફ્રેની** શો ખૂલાસો આપેછે તે સાંભળવાની રાહ જોતી **જેસી** દુષ્ટબુદ્ધિથી અધીરાઈ રાખી ઉભી હતી. પરન્તુ જ્યારે તેણે આવીને **ફ્રેની**નાં હદપાર વખાણ કર્યા ત્યારે તેને કેટલો બધો આશ્ચર્ય પેદા થયો હશે? તથા તે કેટલી નાઉમેદ થઈ હશે? તેનો વાંચનારેજ ખ્યાલ કરવો. **નાના ગુસ્ટાવસે** પોતાના હાથ જોડીને કહ્યું 'માજી તમે એને માટે એવું ધારોછો તે સાંભળી હું ઘણોજ ખૂશી થઈ ગયોછું. કારણ કે અમે સઘળાં એને એવીજ ધારીએ છીએ. જો એ દોષિત થઈને ઘરમાંથી ગઈ હોત તો હું ઘણોજ દિલગીર થાત.' **મિસિસ હુન્ગરફોર્ડે** કહ્યું 'એ બાબતની તારે કંઈપણ ચિન્તા રાખવી નહિ. જ્યાં સૂધી આ ઘરમાં રહેવાની એની મરજી હશે ત્યાંસૂધી હું એને કાઢવાની નથી. ખરૂં કારણ જાણ્યા સિવાય હું કોઈને મારા રક્ષણ નીચે લેતી નથી, તેમ તેને કાઢતી પણ નથી.' આ સાંભળી **જેસી** પોતાની જીભ કરડવા મંડી. તથા મનની વાત મનમાં રહી ગઈ તેને માટે બેહદ દિલગીર થઈ. સ્વાભાવિક રીતે તેનો ચહેરો ખૂબસુરત હતો

તે અત્યારે કાળો શાહી સરખો થઈ ગયો. ઈર્ષ્યા અને પાપાશયે તેને કદરૂપી કરી નાંખી. જે વખતે તે ઓરડામાં પેઠી હતી તે વખતે તેની મુખમુદ્રા જેટલી ફતેહથી ભરેલી હતી તેટલીજ બલ્કે તેથી પણ વધારે, તે જ્યારે **મિસિસ ચેવિયટ**ની સાથે પાછી ગઇ ત્યારે, કાળી શાહી સરખી થઈ ગઈ હતી.

# પ્રકરણ ૯ મું.

**સીધી વર્તણુકનો ગમેતેટલી મમતાથી ઉપયોગ કર્યો હોય તોપણ ઘણીવાર પ્રથમ તે ખોટું લગાડેછે; પરંતુ પાછળથી યશદાયક થાયછે;**

**જેસી** અને **મિસિસ ચેવિયટ** ત્યાંથી ગયાં કે તરતજ એક નાનીં છોડીએ કહ્યું "મને પેલી **મિસ બેટસ્વર્થ્સ** (**જેસી**) ગમતી નથી; કારણ કે તે મને પૂછતી હતી કે 'બરોબર પાકયા વિનાનું ફળ માગ્યુ તે છતાં **ફ્રેની**એ તને ના આપ્યું તેટલા માટે તે અહિંથી જાય તો તું ખૂશી થાય કે નહિ ?' પણ મા! **ફ્રેની** હમેશાં આપણા ઘરમાં રહે તો સારૂં." આ વાતચિત વખતે એક પુરૂષ ત્યાં હતો તેણે એ છોડીની ઈચ્છાને બહુ પસંદ કરી. આ પુરૂષ **મિસિસ હુંગરફોર્ડ**નાં છોકરાંનો શિક્ષક **મિ. રેનોલ્ડસ** હતો. કેટલાક વખતથી એના વિચારો **ફ્રેની**ની તરફ વળ્યા હતા. પ્રથમ તે એ તરૂણીની લાવણ્યતાથી મોહિત થયો હતો; પરંતુ જ્યારે તેને માલૂમ પડયું કે **મિ. ફોલિંગ્સબી** એને બહુ ચહાય છે, ત્યારથી તે એની વર્તણુક બરોબર લક્ષમાં રાખતો. એણે એમ નિશ્ચય કર્યો હતો કે આ વાતમાં ખરૂં ખોટું શું છે તે જ્યાંસૂધી માલૂમ ન પડે ત્યાંસૂધી મારે કંઈ પણ બોલવું નહિ. પણ હવે **ફ્રેની**ની મર્યાદા અને ડહાપણ તેના જાણવામાં આવ્યાથી તે પોતાનો પ્યાર એને દેખાડવાને આતુર થયો. આ પુરૂષ ઘણા સારા સ્વભાવનો તથા રૂડી ચાલચલગતનો હતો. એની ચંચળાઈ અને બુદ્ધિ, એની સ્ત્રીને તથા કુટુંબને સ્વતંત્રતાનું સાચુ સુખ ભોગવાવે એવાં હતાં.

**મિસિસ હુગરફોર્ડ** જોકે મગરૂર હતી તથાપિ તે સ્વાર્થી ન-

હોતી. **ફ્રેની**ની પ્રીતિ સંપાદન કરવાની **મિ. રેનોલ્ડસની** આકાંક્ષા જોઈ તે બહુ ખૂશી થઇ; અને **ફ્રેની** જેવુ ઉપયોગી માણસ પોતાના ઘરમાંથી જાય તે વાત મનમાં લાવતી નહોતી. **ફ્રેની** એ શેઠાણી પાસે બે વર્ષ રહી, તેટલા વખતમાં તે એની હદપાર માનીતી થઈ પડી હતી. આ વખત **મિસિસ હુગરફોર્ડ**નો એક સગો મરણ પામ્યો. એ બાઇનાં પાંચ છોકરાં હતાં તે દરેકને માટે તે રૂ ૧૦૫) મૂકી ગયો હતો. નાના **ગુસ્ટાવસને** પોતાના ભાગના રૂપિઆનું ઘડીઆળ લેવાની બહુ ઈચ્છા હતી; તથાપિ તેણે પોતાનો ભાગ **ફ્રેનીને** આપવાની મરજી જણાવી, તેનાં ભાઇ બેનોએ એની ઈચ્છા પસંદ કરી અને તે દરેક જણે પોતપોતાનો ભાગ **ફ્રેનીને** આપવા કહ્યું. એ પાંચ ભાંડુના ભાગના રૂ. પર૫ માં તેમની માએ પોતાનો ખાનગી રૂ. પર૫ ઉમેરી **ફ્રેની**ને આપતી વખતે કહ્યું કે મારા ઓરડામાં મૂકવાને એક સુંદર આરસો લાવવા આ રૂપિઆ મેં રાખી મૂકયા હતા; પરંતું જે માણસ મારા કુટુંબને બહુજ ઉપયોગી થઈ પડયું છે તેને બદલા તરીકે આપવાથી એ ઘણા સારા કામમાં આવશે. **મિ. ફ્રેલિંગ્સબી** એ રૂ ૧૦૫૦ પોતાની કાકી **મિસિસ હુંગરફોર્ડ**ની મારફતે તેને અપાવ્યા હતા તે, અને હાલના રૂ ૧૦૫૦ મળી **ફ્રેની** પાસે રૂ ૨૧૦૦ ની રકમ એકઠી થઈ; તેથી તેના આનંદ તથા ઉપકારનો પાર રહ્યો નહિ. કારણ કે તે ધારતી હતી કે 'આ પૈસાથી હું મારા પિતાને ધર્મશાળામાંથી મુક્ત કરીશ.' તેના મનની મોટી ઈચ્છા આજ હતી. તેની આ ઈચ્છા જાણીને **મિ. રેનોલ્ડસ** એટલો બધો ખૂશી થયો કે **ફ્રેની** તેના સામું જોઈ હસી અને બોલી કે 'હવે મને ખાત્રી થઈ કે તમે ખરા અંતઃકરણથી મને ચાહોછો.' **મિ. રેનોલ્ડસે** કહ્યું ચાલ, આપણે હમણાંજ તારા પિતા પાસે જઇએ. જ્યારે તું આ પૈસા એમને આપે ત્યારે મને પણ ત્યાં હાજર રહેવા દેજે. **ફ્રેની**એ કહ્યું ખચિત હું તમને સાથે તેડી જઈશ; પરંતુ પ્રથમ મારે મારાં ભાઈ બેનોની સલાહ લેવી જોઈએ; કારણ કે અમારે સર્વને સાથેજ ત્યાં જવાનું છે અમારો ઠરાવજ એવો છે. આવતા માસની પહેલી તારીખે મારા પિતાની

જન્મગાંઠ છે, તે દિવસે અમે સઘળાં એમનાં મુકામ ઉપર મળવાનાં છીએ. અહા ! એ દિવસ કેવો રળિયામણો થઈ પડશે ! !

હવે **જેમ્સ** આટલા વખતસુધી શું કરેછે તે જોઇએ. તેના શેઠ **મિ. કલેગહોર્ન** સાથે તે કેવી રીતે વર્તેછે તેનું હવે આપણે અવલોકન કરીએ.

અઢાર મહિના **જેમ્સ** પોતાના શેઠ પાસે રહ્યો તેટલા વખતમાં એના વિષે કંઈપણ ફરિયાદ કરવાને શેઠને કારણ મળ્યું નહોતું. એ યુવાનીઓ શેઠનું કામ તે પોતાનુંજ ગણતો; તેથી તે તેના સંપૂર્ણ ભરોંસાને પાત્ર થયો હતો. **મિ. કલેગહોર્ન** સાથે સલાહસંપથી વર્તવું એ કાંઈ નાનીસૂની વાત નહોતી; કારણ કે કોઈપણ બાબતમાં એનાથી વિરૂદ્ધ પડે તે એને ગમતું નહિ. પરંતુ ભોગજોગે નીચેની બાબતને લીધે તેને **જેમ્સ** ઉપરથી કેટલાક વખત માટે તદન વિશ્વાસ ઉઠી ગયો.

એક સાંજે લગભગ અંધારૂં થવા આવ્યું હતું અને **જેમ્સ** દુકાન બંધ કરવાની તૈયારીમાં હતો; તેટલામાં વિચિત્ર દેખાવનો અને મોટાં મોટાં ગજવાંવાળો ડગલો પહેરેલો એવો એક ઘણો જાડો માણસ દૂકાનમાં આવ્યો. તે **જેમ્સની** સામેના પૈસા ગણી લેવાના પાટિયાપર ટેકો દઈ ઉભો રહીને બોલ્યા ચાલ્યાવિના ટગર ટગર એના સામું જોવા લાગ્યો. પાટિઆપર પડેલા પૈસા **જેમ્સે** ઉપાડી લેઈ ગલ્લામાં નાંખ્યા તે જોઈ પેલા માણસે હસીને એમ બતાવ્યું કે 'એ વાત મારી અજાણમાં નથી.' ચહેરા ઉપરથી એ દગાખોર તથા કંઈક રમુજી જણાતો હતો; તેમાં પણ રમુજ કૃત્રિમ અને દગલબાજી સ્વાભાવિક દેખાતી હતી. **જેમ્સે** તેને પૂછ્યું કે તમારે શું જોઈએ છીએ? તે બોલ્યો કે એક પ્યાલો બ્રાન્ડી મને પાઓ અને તમારા શેઠને બોલાવો. **જેમ્સે** ઉત્તર દીધો 'મારા શેઠ ઘેર નથી અને અમે બ્રાન્ડી વેચતા નથી; રસ્તે જતાં પણે એક દૂકાન આવેછે ત્યાં તમને સારો બ્રાન્ડી મળશે.' આ ઉત્તરથી જાણે પોતાને ગુસ્સો ચઢયો હોય અને તેથી જેમ્સને ધમકાવતો હોય તે પ્રમાણે પેલો માણસ બોલ્યો કે 'તેં તારા આખા જન્મારામાં ચાખ્યો પણ નહિ હોય એવો સારો બ્રાન્ડી ક્યાંથી

ખોળી કાઢવો એ તારા કરતાં હું બહુ સારી રીતે સમજુછું. મારે તારો બ્રાન્ડી જોઈતો નથી. પણ તું કેવો છોકરોછું, તે જોવા માંટેજ મેં એ તારી પાસે માગ્યો હતો. હું કોણછું તે તને ખબર નથી કેમ?' જેમ્સે કહ્યું, 'ના સાહેબ, મને બિલકુલે ખબર નથી.' પેલો માણુસ બોલ્યો, શું **એડમિરલ ટીપ્સી**નું નામ તેં કોઈ દિવસ સાંભળ્યુંજ નથી! જેનું પેટ એક **લાપલાંડર**ના કરતાં પણ મોટું છે તેના વિષે તું કાંઈ જાણુતોજ નથી એ શું વારૂં; ઠીક, મને આ પાંછળના ઓરડામાં જવા દે; તારા શેઠ આવશે ત્યાંસુધી ત્યાં બેશીને હું એમની રાહ જોઇશ. **જેમ્સે** ઓરડાનું બારણું સજ્જડ ઝાલીને કહ્યું કે સાહેબ! એ ઓરડામાં તમારાથી જઈ શકાય તેમ નથી, કેમકે મારા શેઠની એક યુવાન દીકરી ત્યાં ચાહ પીએછે. તેને હરકત કરવી એ સારૂં નથી. એમ કહીને તે બારણું રેકીને ઉભો રહ્યો; કારણુકે તેને એમ લાગ્યું કે આ ખંધા માણુસે કાંઈ નિશો કર્યો છે અથવા એવું ડોળ કરેછે. આ રકઝક ચાલતી હતી તેટલામાં મિ. **કલેગહોર્ન** ત્યાં આવી પહોંચ્યો અને **જેમ્સને** અચંબો પમાડે તેમ ધરવટથી બોલ્યો કે અરે **એડમિરલ!** તમેજ છો કે!! **જેમ્સ!** અમને બંનેને જવાદે. તું આ **એડમિરલને** ઓળખતો નથી ?!

આ **એડમિરલ ટીપ્સી** દાણચોરી કરનાર હતો. તેના કબજામાં દાણચોરીનાં બેત્રણ નાંના વહાણ હતાં તે પરથી તે પોતાને **એડમિરલ** કહેવડાવતો. જ્યારે એની લાકડી એનાં હાથમાં હોય ત્યારે કોઈપણ માણુસ એના એ હોદ્દાનો ઈનકાર કરતું નહોતું. એને **'ટીપ્સી'** નામ આપવામાં કાંઈ અન્યાય થતો નહોતો કારણુકે રાત દિવસ તે નિશામાં ચકચૂર રહેતો.

એ **એડમિરલે** અંદર જઈ ચાહ પીધા પછી પોતાનો ડગલો કાઢી નાંખ્યો, અને કૃત્રિમ જાડાપણું ધીમે ધીમે ખોલવા માંડયું. તે જોઈ **જેમ્સને** ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે (**એડમિરલે**) પોતાના શરીર ઉપર શણુનાં ઝીણાં કપડાં વીંટીં લીધાં હતાં, તે સઘળાં જ્યારે છોડી નાંખ્યા ત્યારે તે એવો તો પાતળો થઈ ગયો કે ઓળખી શકાય પણ નહિ. પછી તેણે કેટલુંક ઘાસ મંગાવ્યું, અને પ્રથમના જેવો

જાડો દેખાવા માટે તે ઘાસ શરીરે વીંટાળીને બાંધી લીધું. તેણે કહ્યું કે મેં તમને પ્રથમથીજ કહ્યુ હતું કે મારા ડગલાની અંદર એવી એવી ચીજો છે કે મૂર્ખ માણસને તે આશ્ચર્ય પમાડયા સિવાય રહે નહિ. જુઓ આ કોર છે તે તમને બજારમાં જે કીમતે મળે તેનાથી અર્ધી કીમતે પડશે. આ શણના કપડાની તો વાતજ કરતો નથી. હવે હું જાઊંછું; આપણો હિસાબ નકી કરવાને આવતી કાલે હું પાછો આવીશ; પણ તમારા મુનીમે આજ જેવી રીતે બારણું વાસી મને અંદર આવવા દીધો નહિ તેમ કાલે ના કરે એવું કહેજો.

પછી **જેમ્સ**ના સામું જોઈને બોલ્યો કે લે, આ કપડું હું તારા માટે લાવ્યોછું; મારી સાથેની તારી આજની વર્તણુંક હું મનમાં લાવતો નથી, તને પણ હવે હું મારો માણસ ગણુંછું. ઘણીવાર તેણે **જેમ્સ**ને કહ્યું કે આ કપડું તું તારે પહેરવા રાખજે અથવા વેચી મારજે. પણ **જેમ્સે** તે જરાએ નહિ ગણુકારતાં બારણાસૂધી જઈને તેનું કપડું તેને પાછું આપ્યું. જ્યારે તે ત્યાંથી ગયા ત્યારે **મિ. કલેગહોર્ને** કહ્યું કે 'કેમ **જેમ્સ**, તને એ **એડમિરલ** ગમતો નથી?' **જેમ્સે** જવાબ દીધો 'સાહેબ! એ એક દાણચોર છે એ સિવાય એના વિષે બીજું કાંઈ પણ મારા જાણવામાં નથી અને તેટલા માટેજ તેની સાથે કંઈ પણ સંબંધ રાખવાને હું ખૂશી નથી.' લજ્જાયુક્ત ગુસ્સાવાળો ચહેરો કરી **મિ. કલેગહોર્ન** બોલ્યો કે 'હું ઘણો દિલગીર છું કે તું ખૂશી નથી; મારૂં અંતઃકરણ પણ બીજા માણસોના જેવુંજ છે, તથાપિ એ દાણચોરની સાથે કામ પાડવાને મારૂં મન ઘણું લલચાય છે; અને જો હું ભૂલતો ના હોઊં તો એના સંબંધથી હું અનર્ગળ દોલત પેદા કરીશ. અત્યારસૂધી મેં કોઈપણ દાણચોર સાથે કામ પાડયું નથી; પણ **મન્મથ** શહેરમાં તેમની મદદથી ઘણાને પૈસાદાર થયેલા મેં જોયા છે. જોને, આપણો પડોશી **મિ. રેકસ** એમ કરવાથી કેટલો બધો પૈસાદાર થઈ ગયોછે!! જ્યારે આમ છે ત્યારે મારે અગર તારે બીજાઓ કરતાં વધારે ડાહ્યા શા માટે થવું જોઈએ? ઘણા ગૃહસ્થોનો એની સાથે સંબંધ છે ત્યારે એક દુકાનદારે તેમના કરતાં દોઢ ડાહ્યો થવાનું શું પ્રયોજન?

બોલ, તારો શો વિચાર છે તે મારે સાંભળવો છે.' **જેમ્સે** જેટલા માનસહિત બોલાય તેટલા માનથી કહ્યું, **એડમિરલ ટીપ્સી** અગર કોઈપણ દાણચોર સાથે કંઈપણ કામ ન પાડવું એમાંજ લાભછે. જેઓ ગેરકાયદે વેપાર ચલાવેછે, અને જેઓ હમેશાં ઠગવાનો ધંધો કરેછે, અગર જેઓ જૂઠા સોગન ખાય છે, તેઓને ભાગીદાર કરવા એ જરાએ સલામત નથી. નીતિ ભરેલું છે કે નહિ તે વાત એક કોરે મૂકીએ તોપણ દાણચોરીનો વેપાર એ એક જુગાર બરોબર છે. એ ધંધામાં એક વર્ષે માણસ તવંગર થઈ પડેછે અને બીજે વર્ષે ભીખારી થઈ જાય છે. આ સાંભળી **મિ. કલેગહોર્ને** મશ્કરી કરી કહ્યું ઠીક, તું ઘણી ડાહી ડાહી વાતો કરે છે! આટલી નાની ઉમરમાં આટલું બધું ડહાપણ તને કોણે શીખવ્યું! **જેમ્સે** દૃઢતાથી કહ્યું "સાહેબજી! મારા પિતાએ એ શીખવ્યું છે. જે જે સારૂં છે, અને જે જે હું જાણું છું તે સઘળું મને તેમણેજ શીખવ્યું છે. મારો એક કાકો હતો તે દાણચોરની સાથે કામ પડવાથી ખરાબખસ્ત થઈ ગયો; અને જો મારા પિતા વચ્ચે પડ્યા ન હોત તો તે બંધીખાનામાંજ સડ્યા કરત. જ્યારે આ વાત બની ત્યારે હું બાળક હતો. જ્યારે મારા કાકાને પકડ્યા, અને તેથી મારી કાકી તથા તેમનાં છોકરાં રડતાં હતાં, ત્યારે મારા પિતાએ મને કહ્યું હતું કે **જેમ્સ** આ પરથી તારે શીખામણ લેવાની છે. કોઈ દીવસ તારે પણ વેપારમાં પડવાનું છે; માટે 'પ્રમાણિકપણું એજ ઉત્તમ માર્ગ છે' તે તું કદી ભૂલી જતો નહિ. લાંબી મુદ્દતે પ્રમાણિકપણે વર્તનારજ ફતેહ પામે છે." **મિ. કલેગહોર્ન** વચ્ચે બોલી ઉઠયો કે,'હવે આ સંબંધી વધારે બોલવાની જરૂર નથી; બહુ થયું માટે બસ કર. દાણચોર સંબંધિ ઉપદેશ હવે જે બાકી રહ્યો હોય તે મારી છોડીને કરજે; કારણ કે એવો ઉપદેશ મને નહિ પણ તેનેવધારે પસંદ પડેછે.'

બીજે દિવસે જ્યારે **મિ. કલેગહોર્ન** દૂકાન ઉપર આવ્યો ત્યારે **જેમ્સનો** વાંક કાઢવા સિવાય બીજું કંઈ પણ તે બોલ્યો નહિ. પરંતુ એનું સઘળું કહેવું **જેમ્સ** ધીરજ રાખી ખમી રહ્યો; કારણ કે તેને ખાત્રી હતી કે 'હું કરૂં છું તે ખરૂંજ છે અને વખત આવ્યે મારા

શેઠ પણ ઠેકાણે આવશે. અંત્યે સત્યનોજ જય થશે. **મિ. ક્લેગહોર્ને** તેને કહ્યું, 'મારા કહ્યા પ્રમાણે સઘળી બીંદડીઓ તેં મોકલીછે અને તેનાં ભરતિયાં તૈયાર કર્યાં છે તેમાં કાંઈ ભૂલતો તો નથી? તું શું શું કરેછે તે તને માલૂમ તો હશેજ. 'પ્રમાણિકપણું એજ ઉત્તમ માર્ગ છે' એ તારા પિતાની કહેવત પ્રમાણે શા માટે તું મારી સાંથે ખૂલ્લા દિલથી વર્તતો નથી? **એડમિરલટીપ્સી** અને બીજા દાણુચોરની સામેની જે સલાહ કાલે તેં મને આપી તેમાં તારો ગુહ્યઉદ્દેશ શો છે તે તું મને કેમ ખુલ્લો કહી દેતો નથી?' **જેમ્સે** જવાબ દીધો કે "સાહેબજી! મારો કંઈ પણ ગુહ્યઉદ્દેશ નથી. તેમ **ગુહ્યઉદ્દેશથી** તમે શું કહેવા માગોછો તે પણ હું સમજી શકતો નથી. જો હું તમારા લાભ કરતાં મારાજ લાભ ઉપર નજર રાખું તો મારામાં જેટલી શક્તિ હોય તેટલી શક્તિ દાણુચોરનો તમારી સાથે સંબંધ વધારે ગાઢ કરાવવામાં વાપરૂં. આજ સવારે એ **એડમિરલે** એક કાગળ મને મોકલ્યો હતો, તેમાં મારી દોસ્તી બાંધવાનું તેણે લખ્યું હતું તથા તે સાથે રૂ૧૦૦)ની નોટ મોકલી હતી. પરંતુ મેં તે કાગળ તથા નોટ બંને પાછાં મોકલ્યાં છે.' **જેમ્સે** આ હકીકત એવા તો શુદ્ધ અંતઃકરણથી કહી કે તેના શેઠને તે માનવી પડી.

ખૂલ્લા દીલથી તથા નિખાલસપણાથી **જેમ્સે** જે કહ્યું તે સાંભળી મિ. **ક્લેગહોર્ન** સંતોષ પામ્યો; અને શાંત થઈ બોલ્યો કે '**જેમ્સ** હું તારી ક્ષમા માગુછું. તારૂં કહેવું મેં ઊંધું માની લીધું. કાલ રાત્રે તેં મને જે સલાહ આપી તેમાં તું પ્રપંચ નહોતો રમતો એ વિશેની મારી ખાત્રી થઈ. મારી દીકરીની મુખમુદ્રા જોઈને હું એમ આડે માર્ગે દોરાયો હતો. મેં એમજ ધાર્યું કે સલાહ આપવામાં મારા કરતાં તે છોડી તરફ તારી નજર વધારે હતી. પરન્તુ જો તેમ હોય તો તેં મને ખુલ્લેખુલ્લું ક્યારનું એ કહ્યું હોત.' પોતે **એડમીરલ ટીપ્સી** અને દાણુચોરના સંબંધી જે સલાહ આપી હતી તે સલાહ **મિ. ક્લેગહોર્નને** લાગુ ન પડતાં **મિસ ક્લેગહોર્નને** શી રીતે લાગુ પડી તે ખોળી કાઢવાને **જેમ્સ** ગૂંચવણમાં પડ્યો, તેથી વધારે ખૂલાસો સાંભળવાની આકાંક્ષાથી તે છાનોમાનો બેશી રહ્યો.

**મિ. કલેગહોર્ને** કહ્યું કે 'ત્યારે તને માલૂમ નથી કે જેટલી દોલત હું મારી દીકરીને માટે મૂકી જાઉં તેના કરતાં ઘણી વધારે દોલત **એડમિરલ ટીપ્સી** તેના ભત્રિજા **મિ. રેઇકસ** માટે મૂકી જાય એમ છે! કાલ રાત્રે એને તેં જે પોશાક પેહેરેલો જોયો તે પ્રમાણે પહેરી ફરવાનો એને એક તુરંગ છે. તથા જે દાણચોરીથી એણે આટલો પૈસો પેદા કર્યોછે તે દાણચોરી કરવાનો એને શોખ છે. ખરી રીતે જોતાં તે ઘણો પૈસાદાર વૃદ્ધ માણુસ છે. તેણે મારી દીકરી તેના ભત્રિજા વેરે પરણાવવાનું માગું કર્યુંછે. તે છોકરો ઘણો ચાલાક છે; અને આજ સાંજરે અત્રે આવવાનોછે. હું ધારૂંછું કે તું હવે મારૂં કહેવું સમજવા લાગ્યોછું. માટે એના વિષે મારી દીકરીના મનમાં કાંઈ ખોટો વિચાર બેસારીશ નહિ. હું આજીજી કરી કહુંછું કે દાણ-ચોરી સંબંધી એક શબ્દ પણ તેને કહીશ નહિ.' **જેમ્સે** કહ્યું 'તમારા કહેવા પ્રમાણેજ હું વર્તિશ' પણ આટલું કહેતાં કહેતાં તો તેનો અવાજ બદલાઇ ગયો અને ચહેરો ફીક્કો પડી ગયો. આ ફેરફાર તેના શેઠે પણ જોયો.

જ્યારે યુવાન **રેઈકસ** અને તેનો તવંગર દાણચોર કાકો બંને મળવાને આવ્યા ત્યારે **મિસ કલેગહોર્ને** તેમને માટે ઘણો તિરસ્કાર બતાવ્યો. આથી તેનો પિતા **મિ. કલેગહોર્ન** ઘણો ચીડાઈ ગયો અને ગુસ્સામાં ને ગુસ્સામાં બોલ્યો કે 'તું **જેમ્સ ફ્રેકલાંડ** સાથે પ્યારમાં પડીછું; પણ એ છોકરો દગાખોર તથા દુષ્ટ છે; અને જો ત્રણ દિવસની અંદર તું મારા પસંદ કરેલા માણુસ સાથે લગ્ન નહિ કરે તો હું તેને મારા ઘરમાંથી કાઢી મૂકીશ.' આના ઉત્તરમાં છોડીએ કહ્યું કે '**જેમ્સ** આ બાબતમાં નિર્દોષ છે. તેણે કોઈપણ દિવસ પરોક્ષ યા પ્રત્યક્ષ રીતે મારી પ્રીતિ સંપાદન કરવા કંઈ પણ કહ્યું નથી; તેમ **મિ. રેઇકસ** માટે મારા મનમાં ખોટો વિચાર ઠસાવવા એકે શબ્દ પણ કહ્યો નથી.' પરન્તુ આ સઘળું કહેવું આટા લુણે ગયું. આ પ્રસંગે **મિ કલેગહોર્નનો** નીચા ઊંચા દરજ્જાનો વિચાર પોતાની છોડી તથા પોતાના મુનીમની બાબતમાં સતેજ થયો. તેણે એ બંનેને કૃતઘ્ન તથા બેઅદબ ધાર્યાં.

ગુસ્સાથી તે ઓરડામાં આમ તેમ ફરતો હતો ત્યારે એમ

બડબડતો હતો કે 'વાહ! ખરેખર! મારો મુનીમ મનેજ ઉપદેશ કરે! તે શા વિચારમાં હતો તે બધું હું જાણતો હતો; પરન્તુ તેમ થવા દેવાનો નથી. નકી એમ નજ થવા દઊં! મારી છોડીએ મારૂં કહ્યું કરવુંજ જોઇએ. હવે જોઊંછું કે એ કેવી નથી કરતી! શું મેં મારી આખી જીંદગી એનેજ માટે પૈસો ભેગો કરવામાં નથી ગાળી? અને હવે એ મારા કહેવા પ્રમાણે કરવા ના પાડ! જો આ માણસ (જેમ્સ) મારા ઘરમાંથી જાય તો ખચિત તે મારૂં કહ્યું કરશેજ. ત્રણ દિવસમાં જો એ છોડી ઠેકાણે નહિ આવે તો તેને કાઢી પણ મૂકવો એમાં કાંઈએ વાંધો નહિ. એના પહેલાંનો મુનિમ મને છેતરી મારા પૈસા લઈ ગયો; પરન્તુ આતો મને છેતરીને મારી છોડી લેઈ જવા ચહાય છે! પણ તેમ હું છેતરાવાનો નથી! બસ, એતો અહીંથી જવોજ જોઈએ! આતો દૂધ પાઈને સાપ ઉછેર્યા જેવું થાયછે. એક ગુમાસ્તો પોતાના શેઠની છોડીને પરણવાની ઈચ્છા કરે! અને તે પણ તેની (શેઠની) મરજી વગર! વાહ! શું ઉદ્ધતપણું! શો વખત બારીક આવ્યો છે! મારા જન્મારામાં આવી બીના કદી બની હોય એમ મને યાદ નથી. હું સોગન ખાઈને કહી શકુ કે મેં મારા શેઠની છોડી પરણવાનો બિલકુલ વિચાર કર્યો નહોતો! આ દગાખોર માણસ સઘળી રમત કેવી છાનીછપની રમેછે! આ સિવાય બીજું ગમે તે હોય તે હું એને માફ કરી શકુ જો ત્રણ દિવસમાં આ છોડી એ છોકરા સંબંધી સઘળા વિચાર છોડી નહિ દે તો તેટલા વખત પછી એને ઘેરજ બેસારવો.'

અગરજોકે જેમ્સે ઘણે પ્રકારે તેને સમજાવી ને કહ્યું કે 'મેં તમારી દીકરીને પરણવાનું કદી સ્વપ્ને પણ ધાર્યું નથી,' તથાપિ **મિ. કલેગહોર્ન** એટલો બધો ગુસ્સે થઈ ગયો હતો કે તેણે કાંઈપણ સાંભળ્યું નહિ. તેણે કહ્યું કે 'તું એને ચાહેછે તે શું ના કહી શકે છે? કાલે તેં મને હુકમ માન્ય કરવા હા પાડી, ત્યારે તું ફીક્કો પડી ગયો હતો તે પણ તું શું ના કહેવા માગેછે?' **જેમ્સ** આ બેમાંથી કશાની ના કહી શકે તેમ નહોતું. પરન્તુ પોતે દગાખોર નથી તે વાત સમજાવવાને વારે વારે કહેવા મંડયો. તેણે કહ્યું કે 'મેં તમારી દીકરીને છાનીમાની મારી કરી લેવા કદી પણ પ્રયત્ન કર્યો નથી. તે ગરીબ છોડી

જાણુતી પણ નથી કે હું તેને ચાહું છું.' **મિ. કલેગહોર્ને** કહ્યું આ બધી બાબત સાબિત કરવાનો એક સહેલો રસ્તો છે; તે એ કે ગમેતેમ કરીને મારી છોડીને મારી આજ્ઞાને તાબે થઈ **મિ. રેસ-ધ્રકસ**ને પરણુવાનું સમજાવ. અને તેમ થાય તો પછી સઘળાં સારાં વાનાં થશે. **જેમ્સે** નમ્રતાથી પરંતુ દઢતાથી કહ્યું 'સાહેબજી ! તે મારી શક્તિની બહાર છે. કોઈની બાબતમાં મારે વચ્ચે પડવાની જરૂર નથી, અને તેમ કરવા હું ઈચ્છતો પણ નથી. બીજા કોઈ મા-ણુસ માટે **મિસ. કલેગહોર્ન**ને હું કંઈ સારૂં કહેવા જાઊં તો તેમાં હું પોતાનેજ ફસાવી પાડું એમ છે. આ કામ એવું છે કે જો મ-ને મિ. રેધ્રકસનો ઘણો સારો વિચાર હોત તોપણ હું માથે લઈ શ-કત નહિ. એ યુવાનવિષે હું કંઈપણ જાણુતો નથી. અને તેટલા માટે ફક્ત તમનેજ સારૂં મનાવવા તેના માટે સારૂં બોલું તો હું દોષિત ઠરૂં. બકરા જીજીનો કે જીજી કરવાનું મને શીખવવામાં આવ્યું નથી. સાહેબ-જી! મને ઘણી દિલગિરી થાય છે. જે વિશ્વાસને હું પાત્ર હતો તે વિશ્વા-સ આપે મારામાં રાખ્યો નથી.પરંતુ વખત આવશે ત્યારે તમને તમારી ભૂલ માલૂમ પડશે ને તમે મને ન્યાય આપશો. હવે તો હું તમને જેમ વહેલા છોડું તેમ તમે વધારે સંતોષ થશો. તમારી મરજી વિરૂદ્ધ ત્રણુ દિવસ તો શું પણ ત્રણુ મિનિટે તમારા ઘરમાં રહેવાને હું ખૂશી નથી.' **જેમ્સ** જે લાગણી અને યોગ્ય આત્માભિમાનથી બો-લ્યો તે જોઈ **મિ. કલેગહોર્ન**પર કંઈક અસર થઈ. તેણે કહ્યું 'હું જેમ કહું તેમ કર; કંઈ વત્તુઓછું કરવાની જરૂર નથી. તું ત્રણુ દિવસ આ ઘરમાંથી બહાર રહે, અને ઈશ્વર કરશે તો તેટલા વખતમાં આ હઠીલી છોડી ઠેકાણે આવશે. તું એને ચાહેછે એ વાત એ જાણુતી નથી ત્યારે આ બાબતમાં તારો એટલો બધો વાંક કાઢવા જેવું નથી.'

મહેતલના ત્રણુ દિવસ વહી ગયા; અને જે દિવસે **જેમ્સ**ને તેના શેઠનું ઘર છોડવાનું હતું તેની સવાર થઈ. **મિસ. કલેગહોર્ન** પોતાના વિચારમાં દઢજ રહી હતી. મિ. રેધ્રકસને પરણુવાની તેણે માથામાં વાગે તેવી ના પાડી; તથા પોતાને સારૂ ગરીબ **જેમ્સ**પર જે અન્યાય ગુજારવામાં આવ્યો હતો તેને માટે એણે બહુ દિલગીરી બતાવી. તેણે બાપનું ઘર છોડીને ઉત્તર ઈંગ્લાંડમાં પોતાની માસી

રહેતી હતી તેને ત્યાં થોડા દીવસ ગાળવા જણાવ્યું. **જેમ્સ** તેને ઘણોજ મનગમતો માલૂમ પડયો હતો તે વાત તેનાથી ના કહેવાઈ નહિ; પરંતુ તેની સાથે આ પણ જાહેર કર્યું કે 'એ છોકરા સાથે પરણવાનું મારા મનમાં કંઈ આપ્યું નહોતું; કારણ તે (**જેમ્સ**) મને ચહાય છે એવું એકે ચિન્હ અત્યાર સૂધી તેણે બતાવ્યું નથી, **મિ. કલેગહોર્નનું** મન આકુળવ્યાકુળ થઈ ગયું હતું, પરન્તુ **જેમ્સને** કાઢવાનો વિચાર ફેરવી શકાય તેમ નહોતું. જ્યારે **જેમ્સ** તેની ઓરડીમાં રજા લેવા ગયો ત્યારે તે બોલ્યો કે 'શું તું ખરેખાત જાયછેજ! તેં તારી પેલી ગાંસડી એક મૂર્ખ માણસની માફક બાંધી છે. લાવ હું ઠીક કરી બાંધી આપું. વેગળો ઉભો રહે. ત્યારે તું ખચિત જાય છે! વાહ ! આ બહુ દિલગીરી ભરેલી વાત છે? પરંતુ તારી બુદ્ધિ તને કહેતીજ હશે કે આ વાત આ વાત (આ દરેક વખતે અટકીને મિ. **કલેગહોર્ન** તમાકુની ચપટી ભરતો, પરન્તુ તેમ કરવાથી તે પોતાનો ડૂમો કાઢી શકયો નહિ. આ વાત બનવીજ જોઇએ. (આટલું કહેતાં તેની આંખમાંથી ડળક ડળક આંસુ ટપકવા માંડયાં. ખરેખર આમ કરવું એતો હસવા સરખું છે. મારા વખતમાં—મારી યુવાનીના વખતમાં—ગમે તે માણસ પોતાના મુનિમથી, જેમ પોતાનું જૂનું મોજું કાઢી નાખે તેમ, જૂદો પડે. મને ખાતરી છે કે મારા શેઠે મારાથી જૂદા પડતી વખતે જો આંસુ ઢાળ્યાં હોત તો તે પોતાને દેવાળીઓ થયેલો સમજત. હું બીજા ગુમાસ્તા જેવોજ સારો હતો. તોપણ તું જેટલો સારો છે તેટલો તો નહિજ. પરન્તુ હવે તારા સારાપણાનો વિચાર કરવાનો વખત નથી. હવે આપણે અહિંઆં કેમ ઉભા રહ્યા છીએ? જો કંઈ પણ કામ કરવાનું છે તો તે જેમ વહેલું થાય તેમ ઠીક. લાવ આપણે હાથ મેળવીએ.' **મિ. કલેગહોર્ને** **જેમ્સના** હાથમાં રૂ ૫૦૦) નું નોટ તથા **લીવરપૂલના** એક પ્રખ્યાત વેપારીપર ભલામણનો કાગળ મૂકયો. **જેમ્સ મિસ કલેગહોર્નની** રજા લીધા સિવાય ચાલ્યો ગયો. સ્વાભિમાનની એ ખોડને માટે એ છોડીએ તેને માટે હલકો વિચાર બાંધ્યો નહિ. **જેમ્સના** શેઠે **લીવરપૂલની** એક શ્રેષ્ઠ પેઢીપર તેને ભલામણ પત્ર આપ્યો હતો. ત્યાં તેને બમણો પગાર મળવાનો હતો. તેમ છતાં તે **મન્મથ** શહેર છોડી

જવાને ઘણો દિલગીર હતો; કારણ કે અહીં તેના ભાઈ, બેન, બાપ વગેરે હતાં. **મિ કલેગહોર્ને** સબંધી તો આપણે કંઈ બોલતાજ નથી.

મોડી રાત્રે **જેમ્સ, લીવરપુર** જતી ગાડીઓ જે વીશીમાં ઉભી રહે છે તે વીશીએ જવા નીકળ્યો; કારણકે આખી રાત તેને ત્યાં સૂવાનું હતું. **વેન** નદીમાં પડતી એક નેળ અગાડી થઇને તે જતો હતો ત્યારે કેટલાક માણસોને તેણે લડતાં સાંભળ્યા. પાસેની દારૂની દૂકાનમાંથી એક માણસ નીકળ્યો, તેને **જેમ્સે** પૂછ્યું કે 'આ સી ગરબડ છે?' ટંટાખોરની પાસેથી નાશી જવાની ઉત્સુકતા ધરાવતો તે માણસ બોલ્યો કે 'એતો દાણચોરનારા કંઈ માલ ચોરી લાવ્યા છે તેના ભાગ પાડવામાં માંહોમાંહી લડેછે.' તરતજ **જેમ્સે** પણ પોતાનાં પગલાં ઝડપથી ઉપાડવા માંડ્યા. પરન્તુ તે થોડે દૂર નહિ ગયો હોય તેટલામાં 'ખુન! ખુન! મદદ!' એવા પોકાર તેણે સાંભળ્યા. તરતજ સઘળું શાન્ત થઈ ગયું. થોડીવાર પછી જાણે કોઈ અરે ! અરે ! ના પોકાર કરતું હોય એમ માલૂમ પડ્યું. એવા દયામણા પોકાર કરનારને કંઈ પણ ખપમાં આવી પડવાની આશાથી **જેમ્સથી** તે જગા તરફ ગયા વગર રહેવાયું નહિ. પરન્તુ તે ત્યાં પહોંચ્યો ત્યારે સઘળું ચૂપચાપ થઇ ગયું હતું. તેણે આસપાસ જોયું, પરંતુ નદીમાં હોડામાં બેશી જોરથી હલેશાં મારતાં માણસ સિવાય કોઈ બીજું તેની નજરે પડ્યું નહિ. કંઈ પણ વધારે સાંભળવાની આશા રાખી **જેમ્સ** કિનારે ઉભો હતો, ત્યાં થોડી વાર તો હલેશાં સિવાય કંઈએ અવાજ તેને કાને પડ્યો નહિ. પરંતુ તે પછી હોડીમાં બેઠેલામાંનો એક માણસ સોગન ખાઈને બોલી ઉઠ્યો કે 'જુઓ પેલો તો ઓ રહ્યો! ઓ રહ્યો! એનો જીવતોજ છે. આપણે કામ બરોબર કર્યું નથી! જો આપણું એનું કાટલું બરોબર નહિ કરીએ તો એ આપણું કાટલું કરશે!' તરતજ હોડીવાળાએ જોરથી હલેસાં મારવા માંડ્યાં, અને **જેમ્સને** ફરીથી 'અરે અરે' ના પોકાર સંભળાવા લાગ્યા. પરન્તુ તે ઘણા ધીમા હતા. તેણે ખોળ કરી ત્યારે એક ઘાયલ થયેલો આદમી મળી આવ્યો. તેને હોડીમાંથી નાંખી દીધો હતો. અને કંઈ સામર્થ્ય લાવી તરીને કિનારે આવ્યો કે તરતજ તે બેશુદ્ધ થઈ ગયો હતો.

થોડીક વારમાં જ્યારે તે શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે **જેમ્સને** વિનતિ કરી કહ્યું કે દયાની ખાતર મને અહિંથી કોઈ પાસેની ધર્મશાળામાં લઈ જાઓ, અને મારા ઘાપર મલમપટા કરવા કોઈ શસ્ત્રવૈદ્યને તેડાવો. **જેમ્સે** તેના કહેવા મુજબ એક વૈદ્યને બોલાવ્યો. તેણે તે માણસને જોઈને કહ્યું કે 'ભાગ્યે એ ચોવીશ કલાક જીવી શકશે.' તે માણસ કંઈક સમજાય તેવું બોલી શકે તેવી સ્થિતિમાં આવ્યો ત્યારે તેણે કહ્યું કે 'હું દાણચોરની એક ટોળી સાથે બેસી દારૂ પીતો હતો. તેઓ નવી તરેહના બ્રાન્ડીનું એક નાનું પીપ લાવેલા હતા. એવો બ્રાન્ડી આ દેશમાં લાવવાની મનાઈ છે તેથી તે લોકો સાથે મારે સખ્ત લડાઈ થઈ. તેમાં તેમણે મને આવા પ્રાણઘાતક ઘા માર્યાછે. હું તેમને સારી રીતે ઓળખુંછું.'

આ હકીકત જાણી કે તરતજ તે દાણચોરોની પાછળ હોડીઓ છુટી, અને થોડીવારમાં તેમને પકડી આણ્યા. જ્યારે તેઓને પેલા ઘાયલ માણસની ઓરડીમાં આણ્યા, ત્યારે **જેમ્સે** જે માણસોને ત્યાં મળવાનું સ્વપ્નામાં પણ નહોતું ધાર્યું તે ત્રણ માણસો તેને માલૂમ પડ્યા. તે ત્રણ જણ **આળસુઇસાક, જંગલીઉવીલ,** તથા **ધાંધળીયોબોબ** હતા. પેલા ઘાયલ માણસે સોગન ખાઈને કહ્યું કે આજ ત્રણ માણસે મને ઘાયલ કર્યો છે. **ધાંધળીયાબોબે** મને આ મૃત્યુજનક ઘા કર્યો; પરંતુ પ્રથમ મારાપર ધસારો કરનાર **જંગલીઉવીલ** હતો; અને **આળસુઇસાકે** તો મને હોડીમાંથી નાંખી દીધો હતો. ત્રણે જણા આ અપરાધની અંદર સામેલ હતા. તેઓ પોતાના પાપનો પશ્ચાત્તાપ કરવાને બદલે ઉલટા કોનો વાંક વધારે છે તેની ભાંજગડ કરવા મંડ્યા. **જેમ્સને** સાક્ષી તરીકે બોલાવવામાં આવશે એમ ધારી દરેક જણે તેને પોતાની તરફેણમાં લેવા તેની ખૂશામત કરવા માંડી. **આળસુઇસાકે** તેને વેગળો લઈ જઈ આ પ્રમાણે કહ્યું કે "મારા ભાઈઓના લાભમાં ઉતરવાનું તમારે કંઈ કારણ નથી; કારણ કે હું તમને એક છાની વાત કહુંછું તે સાંભળો. તે તમારા કુટુંબના કટ્ટામાં કટ્ટા શત્રુ છે, તમારા બાપની ઘાસની ગંજીને આગ લગાડનાર તેઓજ હતા **ફ્રેનીએ ઉવીલને** પરણવાની ના પાડી તેથી તે ઘણો ગુસ્સે થઈ ગયો, અને તેને

ખેંચી લેઈ જવાનો તેણે નિશ્ચય કર્યો. તમારી ગંજીને આગ લગાડી તેના ગભરાટમાં તમે સઘળાં પડચાં હતાં તે વખતે તેઓ એને લઈ જવાની તૈયારીમાં હતાં; પણ તેવામાં **બોબ** અને **ઉવીલ** બંને લડી પડ્યા, તેથી તેમના મનની ધારણા મનમાંજ રહી. મેં આ બાબતમાં બિલકુલે ભાગ લીધો નહોતો; કારણ કે તે વખતે તો હું મારી પથારીમાં ઘસઘસાટ ઊંઘતો હતો. માટે તમારે મારા ભાઈ-ઓનો પક્ષ ન ખેંચતાં મારો પક્ષ ખેંચવો એ વધારે સારૂં છે. જ્યારે અમારી તપાસ ચાલે ત્યારે તમે મારી ચાલચલગત માટે સારૂં બોલજો." **ઇસાકની** વાત પૂરી થયા પછી **જંગલીઉવીલે** પોતાની વક્તૃત્વ શક્તિ અજમાવી. જ્યારે તેને માલૂમ પડયું કે ઇ-**સાકે** સઘળી વાત **જેમ્સને** કહી દીધી, ત્યારે તે **જેમ્સ** પાસે ગયો અને કહ્યું કે 'તમને જે નુકસાન થયું તે ફક્ત અકસ્માતથીજ થયું હતું. એ વાત ખરી કે ગમતની ખાતર તથા **ફ્રેનીને** બહાર લાવવા માટે મેં આગ લગાડી હતી, પરંતુ એ મશ્કરીનું પરિણામ જે નિપ-જયું તે જોઈ મને ખરેખરો થરથરાટ વછૂટચો હતો.' **ધાંધળીઆ-બોએ** છાતી કાઢીને કહ્યું કે '**ફ્રેંકલાંડના** કુટુંબે મારૂં અપમાન કર્યું હતું તેથી તેમનાપર એવું વેર લેવાની મને તક મળી તેથી હું ઘણો ખૂશી થયો હતો. જો હજુ ફરીથી તેવું કામ કરવાનું હોય તો હું તે ખુશીની સાથે કરીશ. તારી મરજીમાં પડે તેવો મત તું અમારે વિશે મા-જીસ્ટ્રેટ પાસે આપજે. તેની મને દરકાર નથી; કારણ કે માણસને દુનિયામાં એકજવાર મરવું છે.' આ પ્રમાણેના બોલ તે પોતાની બહાદૂરી જણાવવા બોલવા લાગ્યો, અને કેટલાક એકઠા થયેલા દા-રૂડીઆ તેનો આવો જુસ્સો જોઈ તેનાં વખાણ કરવા લાગ્યા. થો-ડા કલાક પછી તેના ભાઈઓ સહિત તેને એક માજીસ્ટ્રેટ પાસે લઈ જવામાં આવ્યો. કેસ તૈયાર કર્યો તે પહેલાં તેમના મનમાં એમ હતું કે અમને જામીનપર છોડશે. તેઓ એમ કહેતા હતા કે 'અમે **એડમિરલ ટીપ્સીના** માણસ છીએ,' અને એ **એડમીરલને** બોલાવવા એક માણસ પણ તેમણે મોકલ્યું હતું. તેઓને એવો ભ-રોંસો હતો કે માજીસ્ટ્રેટ માગશે તેટલા રૂપિઆની જામીનગીરી આપવા **એડમિરલ** કબૂલ થશે. પરન્તુ **એડમિરલ ટીપ્સની** જા-

નગીરી માજીસ્ટ્રેટને યોગ્ય લાગી નહિ. તેણે કહ્યું કે 'પ્રથમ તો આ માણુસોને જામીનગીરીપર છોડી શકાય નહિ; અને કદાચ હું છોડી શકું એમ હોય તોપણ શું આવા માણુસની જામીનગીરી કબૂલ કરૂં ? **જેમ્સે** ધીમે સાદે કહ્યું 'મને એવી ખબર મળી હતી કે એ માણુસ બહુ પૈસાદાર છે.' માજીસ્ટ્રેટે કહ્યું 'એ બાબતમાં તમારી ભૂલ છે. ખરી રીતે જોતાં એ એક ભાગી ગયેલો માણુસ છે. આ બાતમી મને પાયાદાર મળેલી છે. **મિ. રેઈકસ** કરીને એને એક ભત્રિજો છે, તે બડો જુગારી છે. કાકો પોતાની જીંદગીને જોખમે દાણોચોરીનો ધંધો ચલાવેછે, ત્યારે એક સદ્‌ગૃહસ્થ નિવડવા **ઓકસફર્ડ** મોકલેલો તેનો ભત્રિજો વીશ વર્ષ સૂધી આવી ચોરી કરીને કાકાનો એકઠો કરેલો પૈસો જુગારમાં ઉડાવી દે છે. અંત્યે આવા માણુસનું કંઈપણ ઊંચું આવતું નથી. **ટીપ્સી**ની પાસે હવે લાલ પાઈપણ નથી.'

**જેમ્સ** આ સાંભળીને ઘણો વિસ્મય પામ્યો અને પોતે જે સાંભળ્યું હતું.તે જાહેર કરી **મિ કલેગહોર્ન**ને સાવચેત કરવા તેણે નિશ્ચય કર્યો ત્યાંથી તરતજ તે તેને ઘેર ગયો. તેણે **મિ. કલેગહોર્ન**ને કહ્યું કે 'મને જોઈને તમે જાણે નાખૂશ થયા હો એમ જણાય છે; અને હું જે કહીશ તેમાં મારો કાંઈ ખરાબ હેતુ હશે એમ કદાપિ તમે ધારશો; પરંતુ આપના પ્રત્યેની મારી ફરજ, મેં જે સાંભળ્યું છેતે સર્વેથી તમને વાકેફ કરવાની જરૂર પાડેછે, હું જે ખબર આપને આપુંછું તેનો ઉપયોગ કરવો કે ના કરવો તે આપની મરજી ઉપર છે.' આટલું કહીને માજીસ્ટ્રેટ આગળ બનેલી હકીકત સવિસ્તર તેને કહી સંભળાવી **જેમ્સ** સઘળું કહી રહ્યો ત્યારે મિ. **કલેગહોર્ને** પોતાના તરફ તેની આટલી બધી દરકારને માટે ઘણી મમતાથી તેનો ઉપકાર માન્યો, તથા થોડાક વધારે દિવસ **મન્મથ** શહેરમાં રહેવાની તેને વિનતિ કરી. **જેમ્સ** પાસેથી પોતે જે હકીકત સાંભળી હતી તેનાથી દિલગિર થયેલા **મિ. કલેગહોર્ને મિ. રેઈકસ** અને તેના કાકા સબંધી કેટલીક છાની તપાસ ચલાવી. યુવાન **રેઈકસે** જુગટું રમી પોતાને જે દુઃખના ધરામાં ઝોકાવી દીધો હતો તે વાત તેણે પોતાના સગાઓથી તદન ગુપ્ત રાખી હતી. પોતાની ચાલ ચલગત વિશે તેઓને છેતરવા એ સહેલું હતું; કારણ કે તેણે પોતાનો સઘળો વખત તેમનાથી ઘણેજ દુર

ગાળેલો હતો. **પોતે સંપૂર્ણ કેળવાયેલો થઇને** આજ વર્ષે તે ઘેર આ-વ્યો હતો. જે માજીસ્ટ્રેટ પાસેથી **મિ. રેઇકસના** ઉડાઉપણા વિષે **જેમ્સે** ખબર સાંભળી હતી તે માજીસ્ટ્રેટનો છોકરો **ઓકસફર્ડ**માં હતો; અને તેણે આ બીના પોતાના પિતાને કહી હતી. માજીસ્ટ્રેટે **જેમ્સને** જે જે કહ્યું હતું તે સઘળું તેણે **મિ. કલેગહોર્ન**ને દાખલાદલીલ સહિત કહી સંભળાવ્યું. તે સર્વ સાંભળ્યું ત્યારે તેને કંપારો છૂટયો અને એમ લાગ્યું કે અરેરે! હું મારી દીકરીને દુઃખના દરિઆમાં હોમવાનો હતો! જે પુત્રીને હું પ્રાણાધિક ગણુંછું તથા જેના સુખપર મારા સુખનો આધારછે તે છોડીને આવા ઉડાઉ, જુગારી, વ્યસની તથા દુષ્ટ વર્તનવાળા પુરૂષ સાથે લગ્ન કરવાથી ખરેખર સાપના રાફડા-માં ચેતાવ્યા છતાં હાથ ઘાલવા જેવું થાત!! અને તેમ થયે મારા પણ મનખાના કાંકરા થાત!! તરતજ તેણે **મિ. રેઇકસ** સાથેનો પોતાની પુત્રીનો વિવાહ ફોક કર્યો, અને **એડમિરલ ટીપ્સી** તથા બીજા દારુચોર સાથેના સંબંધનો ત્યારથી અંત આણ્યો.

તેણે (**મિ. કલેગહોર્ને**) સ્વાભાવિક ઉમળકાથી **જેમ્સનો** ઉ-પકાર માન્યો અને કહ્યું કે 'તું પાછો આવ અને મારી પાસે રહે. તેં મને તથા મારી પુત્રીને નાશના પંજામાંથી બચાવ્યાં છે. હવેથી હું તને મુનિમ નહિ ગણું પણ મારો ભાગીઓ કરીશ. અને જ્યારે તું મારો ભાગીઓ થાય ત્યારે પછી મારી દીકરી સંબંધી વિચાર કરવાની તને કોઈ મના કરી શકે એમ નથી. તું મારો મુનિમ રહ્યો હોત, અને જો તે છોડીએ તારી સાથે લગ્ન કર્યું હોત તો હું કદીપણ તેનું મોં જોત નહિ; પરંતુ ભાગીઆ સાથે લગ્ન કરવું એ એક જુ-દી વાત છે. તેં તારા ગુણથી પોતાને માટે દુનિયામાં સારો રસ્તો શોધી લીધો છે, અને તેને માટે હું તને અભિનંદન આપુંછું. હવે આપણે કંઈ પંચાત નથી. તારાથી હું છૂટો પડયો હોત તો ખરેખર મારૂં અંતઃકરણ ભેદાઈ જાત. મારા કુટુંબમાં હું મારી સત્તા બજા-વવાને લાયકજ હતો તે તો તારા મગજમાં બરોબર ઠસ્યુંજ હશે. પરંતુ હવે તે સઘળું ફરી ગયું છે. હું ખુશીથી હા પાડુંછું અને તેની વચ્ચે પડવાનો કોઈ બીજાને અખ્તિયાર નથી. મારી છોડી જેને પસંદ કરે તે મને પસંદ પડે એટલે બસ. ફક્ત એક બાબતજ એવી છે કે

તેથી મારે નીચું જોવા જેવું થાય છે; તે એ કે, તારો બાપ, **જેમ્સ** એકદમ વચ્ચે બોલી ઉઠયો 'અરે સાહેબ! જો આપ મારા પિતા સંબંધી કંઈ અપમાનના શબ્દો કહેતા હો તો મેહેરબાની કરી બંધ રાખો. હું તેવું કથન સાંભળી કે સહન કરી શકતો નથી; ખરેખર હું ખમી શકવા ઈચ્છતો પણ નથી. તે સૌથી ઉત્તમ પિતા છે.' **મિ. કલેગહોર્ને** કહ્યું 'મને ખાતરી છે કે તેને સૌથી ઉત્તમ છોકરાં છે. એથી વધારે માંગલ્યકારી દુનિયામાં બીજું કશુંએ નથી. હું તેમને માટે કંઈ પણ અપમાન ભરેલું કહેવા નહોતો જતો, તે એક ધર્મશાળામાં રહેલા છે તેને માટે ફક્ત મારો શોક બતાવવાનો મારો ઈરાદો હતો.' **જેમ્સે** કહ્યું 'મારા પિતાએ નિશ્ચય કર્યો છે કે અમને (તેમનાં છોકરાંને) કાંઈપણ હરકત પડે નહિ એવી રીતે અમે તેમનું ગુજરાન ચલાવવાને શક્તિવાન્ થઇએ ત્યાંસૂધી તેમણે ધર્મશાળામાંજ રહેવું. હું, મારો ભાઈ અને મારી બન્ને બેનો, એ સઘળાં આવતા મહિનાની પહેલી તારીખે મારા પિતાની જન્મગાંઠ છે તે દિવસે તેમને રહેવાની ધર્મશાળામાં મળવાનાં છીએ. તે વખતે અમારા બધાની કમાઈ ભેગી કરીશું અને જોઈશું કે તેથી શું થઈ શકેછે.' **મિ. કલેગહોર્ને** કહ્યું 'તારે યાદ રાખવું જોઈએ કે હવે તું મારો ભાગીઓ થયો છે. માટે તે દિવસે તારે મને સાથે લઈ જવો. તારાપરની મારી મહેરબાની એ એક તારી કમાઈ છે અને એ મહેરબાની કંઈ નકામા શબ્દોમાંજ બતાવવાની નથી.'



# પ્રકરણ ૧૦ મું.

## વારસો મેળવવાની અયોગ્ય ઇચ્છા કરતાં સ્વાર્થીપણું વધારે નિંદ્ય નથી.

હવે **બેટસ્વર્થ્સ**ના કુટુંબનો સહેજ ચિતાર આપવો જરૂરનો છે. તેઓનાં આળસ, ઉડાઉપણું, વઢવાડ અને નાશ એ સર્વનું વર્ણન જેમ બનશે તેમ ટૂંકામાંજ પતાવી દેઈશું.

કપ્તાન **બેટસ્વર્થ્સ** જે વારસો મૂકી ગયો હતો તે લગભગ રૂ ૨૦૦૦૦)નો હતો. જ્યારે તેઓને આ દોલત મળી ત્યારે તેઓના મનમાં એમ હતું કે તે કદીપણ ખૂટવાની નથી. દરેક જણને તે પૈ

સા ખર્ચવાની જૂદી જૂદી યોજના લાગી, અને તેથી તેમને દરેકને જૂદા જૂદા પેસા આપવા પડતા. બુઢ્ઢા **બેટસ્વર્થસે** કોઈ એક દેશાઈનું ઘર પોતાની યુવાનીમાં જોયું હશે. તે તેને ઘણું ગમી ગયું હતું. તેથી તેવુંજ ઘર પોતે બાંધવાનો તેણે વિચાર કર્યો હતો અને તે વિચાર હવે અમલમાં આવશે એમ ધારી તે બેહદ ખુશી થયો. તેની સ્ત્રી તથા છોકરા આ વિચારની સામે થયા. "જીંદગીમાં એ-કવાર પણ હું મારૂં ધાર્યું કરીશ" એમ કહી તે પોતાની ધારણામાં વધારેને વધારે દૃઢ થતો ગયો. ઘર બંધાવવાના કામમાં તે તદન અજાણ્યો હતો; અને તેના હમેશના આળસુ સ્વભાવને લીધે મંજુરોની દેખરેખ રાખવામાં બીલકુલ નાલાયક હતો બરોબર કાળજી રાખી હોત તો રૂ ૧૫૦૦૦)માં એ ઘર તૈયાર થયું હોત. પરંતુ તેને બદલે રૂ ૨૦૦૦૦) ખર્ચ થયા. જ્યારે તે તૈયાર થયું ત્યારે છાપરામાંથી ઘણીખરી જગોએ વર્ષાદનું પાણી ચૂવા લાગ્યું. નવી છત તથા કાંગરાને નુકશાન થયું; તેથી છાપરાપર શિસાની પરનાળ મૂકવામાં તથા દૂરસ્ત કરવામાં વળી બીજા કેટલાક વધારે રૂપિઆનું ખર્ચ કરવું પડયું. ઘરમાં રાચરચીલું લાવવાનું કામ **મિસિસ બેટસ્વર્થસે** માથે રાખ્યું; અને પોતાની મા જે જે ચીજ લાવે તે તે ચીજને વખોડવાનું કામ **સોસીસેલીએ** ઉપાડી લીધું ! ! આ વઢવાડો ઘણી મોટી, સખ્ત તથા આખરે મન ઊંચાં કરીદે તેવી હતી. એક તખતો હતો તે માને ઓરડામાં મૂકવો હતો, અને છોડીએ બીજા ઓરડામાં મૂકવાની હઠ લીધી. લડતાં લડતાં તે તખતો ભાગી ગયો. તખતો ભાગ્યાનો વાંક **સેલી**પર મૂકવામાં આવ્યો; તેથી તેણે ગુસ્સામાં ને ગુસ્સામાં કહ્યું કે' હું આ ઘરમાં રહી શકતી નથી અને રહેવાને ખૂશી પણ નથી.' તેની મા તેને ઘરમાંથી નીકળેલી જેવાને ઘણી ખૂશી હતી. વીશેક દિવસથી એક પાડોશી લેફ્ટેનન્ટની સ્ત્રી સાથે તેને ઓળખાણ થયું હતું. તેને ઘેર તે રહેવા ગઈ અને પોતાના પિતાને કંઈક ધમકાવીને, અને કંઈક આજીજી કરીને રૂ૨૦૦૦૦) પોતાના વારસા તરીકે લીધા. પરન્તુ તે એવી સરતથી કે 'હવેથી કોઈ પણ વખત પૈસા માટે હું તમને સતાવીશ નહિ'

**સેલી** ઘરમાંથી ગઈ કે તરતજ **મિસિસ બેટસ્વર્થસે** નવા ઘરમાં

રહ્યાની ખુશાલીને બહાને પોતાના ઓળખીતાઓને જમવા તેડ્યા; અને નાચ પણ કરાવ્યો. ઘરમાંની છો બરાબર સૂકાઈ ગઈ નહોતી; તેથી સઘળાં માણસને શરદી થઈ તેમાં **મિસિસ બેટસ્વર્થ**ને ઘણી સખ્ત થઈ હતી. તે વખતે એવો રીવાજ હતો કે સેન્જસાન્જ કપડાં અને તે પણ ઝીણાં પહેરીને બહાર ફરવામાં મોટાઈ ગણાતી. અને આ સ્ત્રી તો ઘણી મગરૂર તથા ટાપટીપને ચાહાનારી હતી, તેથી ઠાઠ કરવામાં બાકી રાખતી નહિ. તેણે નાચ કરાવ્યો તે પછીના રવિવારે સખ્ત શરદીથી પીડાતી હતી તે છતાં, પોતાની નાની છોડી **જેસી**ના જેટલી તરૂર જણાવા માટે ઘણા આનંદથી ફક્ત એકજ બદન અને પાતળું ગવન પહેરીને દેવળમાં ગઈ. તેનો આવો વેશ જોઈને સર્વે હસવા લાગ્યાં, અને મુખ્યત્વે કરીને **જેસી**ને તો ઘણુંજ હસવું આવ્યું. પરન્તુ પરિણામે એ હસવાનું ખસવું થઈ ગયું. **મિસિસ બેટસ્વર્થ**ને ઘાતક શરદી થઈ. બીજા દિવસથી એટલે સોમવારથી તે ખાટલે પડી અને શનિવારે સ્વધામ પહોંચી !!!

**જેસી**ને કોઈ મોટા ઉમરાવ સાથે પરણવાનું ઘણું મન હતું: તેથી તેવાની સોબત મળે એવી આશાથી અગાઉ જણાવ્યા પ્રમાણે તે આંધળી **મિસિસ ચેવિયટ**ની પાસે રહેવા ગઈ હતી. ત્યાં તેણે તેની માની શિખામણ પ્રમાણે પોતાના મોટમપણાથી રહેવા માંડયું હતું. તેણે પણ પોતાની સાથે રૂ૨૦૦૦૦) એવી સરતથી લીધા હતા કે હવે પછી પોતાના બાપને સતાવવો નહિ. તેના ભાઈઓને માલૂમ પડયું કે જે પીતા હેતને લીધે કે ન્યાય પ્રમાણે ન આપતાં ફક્ત પોતાની નબળાઈને લીધેજ મેં માગ્યા પૈસા આપેછે, તેને રીબાવી રીબાવીને પૈસા કઢાવ્યા સિવાય બીજો રસ્તો નથી. થોડા વખતમાં તેઓ ઘણા દુઃખકર્તા થઈ પડયા. **આળસુઇશાક** શિકારી થયો. શિકારી કૂતરાની એક જોડ તેને જોઈએજ. દરવર્ષે આ કુતરાઓ માટે રૂ ૨૦૦૦) ખર્ચ થતા. પછીથી તેણે સરતના ઘોડા લેવા માંડયા, અને તેમાં પણ થોડાક હજાર ખોયા. પૈસા માટે તેને કેદ પકડવામાં આવ્યો અને તેના બાપને તેનું દેવું ભરવાની જરૂર પડી. **ઘાંઘળીચોબોબ** અને **જંગલીઉવાલ** ધારવા લાગ્યા કે **ઈસાક** માટે ઘણા પૈસા ખરચાયછે, અને આપણે માટે બિલકુલે ખર્ચ થતું નથી એ ઠીક

નહિ; તેથી **જંગલીઉવીલ** લાલાજી થયો અને **ધાંધળીઆઓએ** કુકડા લડાવવાનો ધંધો માંડ્યો. પૈસા સબંધી તેઓની માગણી વારંવારની અને વગરવિચારની હતી. તેઓ હમેશ એજ બહાનું કાઢતા કે **ડ્યુસાકે** ઘોડાની સરતોમાં તથા ઘોડા કુતરામાં પુષ્કળ પૈસા ખરાબ કીધા તે તમે આપ્યા, અને અમને અમારો ભાગ કેમ આપતા નથી! આથી તેમનાં કર્મમાં પણ ઘણા પૈસા ઉડ્યા. આખરે વૃદ્ધ ડોસા પાસે ફક્ત દશ હજાર રૂપિઆ બાકી રહ્યા. તેણે પોતાની આંખમાં આંસું આણી પોતાના છોકરાઓને કહ્યું કે 'છેવટે મારે કેદખાનામાંજ મરવું પડશે!!' આ તેનું કહેલું કોઈએ ગણકાર્યું નહિ; કારણ કે સઘળાઓનું મન ટેબલપર સામે મૂકેલાં આ છેલ્લાં રહેલાં રૂપિઆ દશ હજારનાં નોટપર હતું. **જંગલીઉવીલે** કંઇક મશ્કરીમાં અને કંઈક ગંભીરપણે તે નોટમાંની એક બાંધડી ખેંચી લીધી, અને **ઓએ** તેમાંથી અર્ધોઅર્ધ ભાગ વેહેંચી લેવા જણાવ્યું. **ઉવીલ** ઘરમાંથી નાશી ગયો એટલે **ઓબ** તેની પાછળ પડ્યો, અને તેઓ પોતાના વંડા આગળ ઘેટીમલ્લની પેઠે ખૂબ લડ્યા.

જે દિવસે વૃદ્ધ **ફ્રેન્કલાંડ** પોતાના છોકરાઓ સાથે બહાર ફરવા નિકળ્યો હતો, અને ભૂલા પડવાથી **બેટસ્વર્થ્સ**ના ઘર આગળ આવી ચઢ્યો હતો, તેજ દિવસે આ બનાવ બન્યો હતો. તેમણે આ ભાઈઓ વચ્ચેની લડાઇ તે દિવસે જોઈ હતી. તે ભાઈઓએ શરમને લીધે એક ક્ષણ માટે એક બીજા સાથે સલાહ બતાવી, પણ પછી તરતજ તેઓ એકઠા થઈ પોતાના બાપ ઉપર ઉતરી પડ્યા. સઘળા આડોશીપાડોશીઓને એમ કહી બતાવ્યું કે 'અમારો બાપ ઘણોજ ઘાતકી અને લોભી છે.' આમ કહેવાનું કારણ ફક્ત એટલુંજ કે તેઓના ઉડાઉપણામાં મદદ કરવાને પોતાનું ગૂજરાન ચલાવવાને બચાવી રાખેલા પૈસા તે આપી દેતો નહોતો.

જ્યારે તેઓનાં મન આમ એક બીજા સાથે ઊંચાં હતાં ત્યારે ઉવીલને દાણચોરી કરનાર લોકની એક ટોળી સાથે ઓળખાણ થઈ. તે લોકોનું અવ્યવસ્થિત જીવનચરિત્ર જોઇ તેનું મન પણ તેઓ સાથે ભળવાને લલચાયું. તેણે પોતાના ભાઈઓને પોતાની સાથે ઘર છોડીને **એડમિરલ ટીપ્સી**ની ચાકરીમાં રહેવા સમજાવ્યું.

ત્યાં ગયા પછી તેઓની વર્તણુક વધારે ઘાતકી થઈ. તેઓનાં વિચાર, વર્તન તથા જીવન, અવિચારી સાહસિક માણસોનાં જેવાં થઈ પડ્યાં. પરિણામ શું થયું તે આપણે આગળ જોઈ ગયા છીએ. બ્રાન્ડીના એક નાના પીપ માટે પીઠામાં તેઓએ લડાઇ કરી. તેઓનો મિજાજ ત્યાં જતો રહ્યો, અને હોડીમાં બેસતાં તેમણે જે ગુન્હો કર્યો હતો તેને માટે હમણાં તેમને કેદ કરવામાં આવ્યા હતા. તેઓએ મિ. **બાર્લોને** વકિલ થવા માટે તથા તેઓની તપાસ વખતે સઘળી ગોઠવણ કરવા માટે વિનતિ કરી; પરન્તુ મિ. **બાર્લો** એ માથામાં વાગે તેવી ના પાડી. **જંગલી ઉવીલ** તથા **ધાંધળિયો-બોબ** એ બે જણ **ફ્રેન્કલાંડ**ની ગંજી સળગાવી ઘર બાળી મૂકનાર હતા એવું તેણે **જેમ્સ**ના મોંથી સાંભળ્યું કે તરતજ તેણે તેઓના ગુન્હા માટે તેઓપર ફરિયાદ માંડવા ફ્રેન્કને સમજાવવા માંડ્યું. તેણે કહ્યું 'પ્યારા **ફ્રેન્ક**! જ્યારે તને તેઓનાપર ફક્ત વહેમજ આવતો હતો ત્યારે તેઓનાપર ફરિયાદ માંડવાની મેં તને સાફ ના પાડી હતી, અને તારૂં મન ભાગી પાડ્યું હતું; પરન્તુ હવે તો તું ખચિત ફતેહમંદ નિવડીશ, અને થયેલા નુકસાનનો સર્વ બદલો ભરીપૂરી પામીશ.' **ફ્રેન્કે** ઉદાર મનથી જવાબ દીધો કે 'સાહેબ! એ બનવું અશકય છે; કારણ કે મારા ધારવા પ્રમાણે **બેટસ્વર્થ્સ**નું કુટુંબ પાયમાલ થઇ ગયું છે.' મિ **બાર્લોએ** કહ્યું 'એ બીનાને લીધે હું તારે માટે ઘણો દિલગીર છું, પરન્તુ હું ધારૂં છું કે સાર્વજનિક ન્યાયને માટે તારે તેઓપર ફરિયાદ માંડવીજ જોઇએ. એવા લોકોને વગર શિક્ષાએ બચી જવાદેવા ઘટારત નથી.' **ફ્રેંકે** ઉત્તર વાળ્યો કે " જે ગુન્હાને માટે હાલ તેઓને કોર્ટમાં ઉભા કરવામાં આવ્યા છે તેને માટે તેઓને પૂરતી શિક્ષા થશેજ. તેઓના દુઃખની વખતે હું તે-ઓપર મારૂં અગર મારા પિતાનું વેર વાળી શકતો નથી, અગર તેમ કરવા ખૂશી પણ નથી. કદાચ હું તે વેર વાળું તો મારા પિતા ઘણાજ દિલગીર થાય. કારણકે મેં તેમને ઘણીવાર એમ કહેતાં સાંભળ્યાછે કે પડ્યાપર કોઇ દિવસ પાટુ મારતા નહિ." મિ. **બાર્લો** બોલી ઉઠ્યા 'તું ઘણો સારો અને દયાળુ માણસ છે. જે પિતાએ તમારા મનમાં આવા વિચારો ઠસાવ્યા, તથા નીતિના

નિયમો શિખવ્યા, તે પિતાને તમે આટલા બધા ચાહો તેમાં કંઈપણ આશ્ચર્ય નથી. પરતું આવો પિતા એક સાર્વજનિક ધર્માદાપર ધર્મ શાળામાં રહે એ કેટલીબધી દયાની વાત છે! તેં મને કહ્યું હતું કે તે પોતાના છોકરા સિવાય કોઈનો આશ્રિત રહેવાને ખુશી નથી. આ એક તરેહનું અભિમાન છે, પરન્તુ તે અભિમાન પ્રસંશનીયછે; અને એક ઈંગ્રેજ ખેડુતને યોગ્યછે. આ બાબત હું તેમને માથે દોષ મૂકી શકતો નથી. મારા પ્યારા ફ્રેંકા તારા પિતાને કહે કે જેવી રીતે એ તારા પૈસા સ્વીકારે તેવીજ રીતે તારા મિત્રના પૈસા પણ તેમણે સ્વીકારવા જોઈએ. તારી શાખ મારી સાથે એવી તો સારી પડી ગઈછે કે ગમે તે વખતે તારી મરજીમાં આવે ત્યારે તું મારી પાસેથી રૂ૫૦૦૦) લઈ જજે. ઉપકાર માનવાની જરૂર નથી. અત્યાર સૂધી એક કલાર્ક તરીકે તેં જે પ્રમાણિકપણે તથા નીમકહલાલીથી નોકરી ઉઠાવીછે તેથી અર્ધા પૈસા તો વસૂલ થઈ ચૂકયાછે, અને હવે પછી પણ તું તેવીજ રીતે ઉદ્યોગથી અને ફતેહમંદીથી તારૂં કામ કર્યે જઈશ એવી મને ખાતરી છે તેથી બીજા અર્ધા પણ વસૂલ થઇ ચૂકયા ગણુંછું. એક યા બે વર્ષમાં તું તેવાળી શકીશ. તને તથા તારા પિતાને ખૂશી કરવા માટે ફક્ત અર્ધા પૈસાનું ખત હું તારી પાસેથી લખાવી લઇશ.'

આ મમતાળુ અનુગ્રહથી ફ્રેંકનું હૃદય ભરાઈ આવ્યું. તેનું અંતઃકરણ એવું હતું કે મમતા કે દયાથી અત્યંત નમ્ર થઈ જતું. તે ઉપકાર માનવાનું શરૂ કરતો હતો તેટલામાં મિ **બાર્લો** વચ્ચે બોલી ઉઠયો 'ચાલ ચાલ! આપણે કાયદા સબંધી કામ કરવામાં જે વખત કાઢવો જોઇએ તે વખત શું કરવા પોતાની લાગણીઓ બતાવવામાંજ કાઢી નાંખવો. જો આ એક કામ છે તે ઘણી ઉતાવળથી કરવાનું છે. લગ્ન કરાર તૈયાર કરવાનો છે. કોને માટે હશે તે તારી ધ્યાનમાં આવ્યું?' **મન્મથ** શહેરમાં ફ્રેંકને જેટલાં ઓળખાણ હતાં તે સર્વ સબંધી વિચાર કરી તે કહેવા લાગ્યો; પરન્તુ જ્યારે તેણે સાંભળ્યું કે બે મહિનાપર ફ્રેની ફ્રેકલાંડપર જે તરૂણ દેશાઈ મોહિત થઈ પડયો હતો તે **ફ્રાલિંગ્સબી** આ લગ્નકરારમાં વર છે ત્યારે તે કંઈક વિસ્મય પામ્યો. ફ્રેંકે તે કરારનો મુસદ્દો

ઘડવા માંડયો. જ્યારે તે અને **મિ. બાર્લો** લખતા હતા ત્યારે મિ. **જોસ્યુઆક્રમ્પ** ત્યાં આવી પહોંચ્યો. તેણે ત્યાં આવીને કહ્યું કે '**મિસિસ ક્રમ્પ** ગુજરી ગઈ છે અને તેનું વસિયતનામું ઉઘાડવું છે માટે તમે ત્યાં ચાલો.' આ બિચારી સ્ત્રી ધારવા કરતાં વધારે દિવસ મંદવાડ ભોગવી મરણ પામી હતી. તેના સઘળા મંદવાડ વખતે માંદગીમાં ઉત્પન્ન થતા દરેક તરેહના તુરંગ અને ચિડાઉપણાને **પૅટી** ઘણીજ દૃઢતા અને ઉદાર સ્વભાવથી સાંખી રહી હતી. જેઓ એમ ધારતા હતા કે **પૅટી** સ્વાર્થને લીધે આવી નોકરી ઉઠાવેછે તેઓના મનમાં એવી ખાતરી થઈ ગઈ હતી કે તે **મિસિસ ક્રમ્પને** તદન પોતાને વશ કરી લેશે, અને તેથી એ ડોસી પોતાની મિલકતનો ઘણો ભાગ તેનેજ આપી જશે. જ્યારે તેના મુવા પછી તેનું વસિયતનામું સાંભળવા સઘળા હકદારો એકઠા થયા ત્યારે તેઓ અંદર અંદર એમ બોલવા લાગ્યા કે 'આપણે વસિયનામું રદ ગણીશું; તેનાપર ફરિયાદી માંડીશું; જ્યારે વસિયતનામું કર્યું ત્યારે **મિસિસ ક્રમ્પનું** કાળજું ઠેકાણે નહોતું; બેવાર તો તે બેશુદ્ધિમાં પડી હતી; આપણે તે સાબિત કરી આપીશું ને વસિતનામું ખોટું ઠરાવીશું.'

આવી રીતનો બડબડાડ **મિ. જોસ્યુઆક્રમ્પ** કરતો નહોતો. તે એકલો પોતાની લાકડી પર ટેકો દઈને વેગળો છાનોમાનો બેસી રહ્યો હતો. **મિ૦ બાર્લોએ** વસિયતનામાનો સિક્કો તોડયો, તે ઉઘાડયું અને શું લખ્યું છે તે સાંભળવા આતુર થઈ રહેલાઓને તે વાંચી સંભળાવ્યું. જ્યારે તેઓને માલૂમ પડયું કે સઘળો વારસો **જોસ્યુઆ ક્રંપને** આપવામાં આવ્યોછે ત્યારે તેઓને ઘણો અચંબો લાગ્યો. આવી રીતે પોતાની મિલકતની વ્યવસ્થા કરવાનું કારણ **મિસિસ ક્રંપે** એમ જણાવ્યું કે "હું મરવા પડી હતી તે વખતે મને કોઈ પણ રીતે નહિ સતાવનાર સગો ફક્ત **જોસ્યુઆ ક્રમ્પજ** હતો. મને ખાતરી છે કે તે મારી નિમકહલાલ સદ્ગુણી દાસી **મિસ પૅટી ફ્રેંકલાંડ** માટે એક ગૃહસ્થને છાજે તેવો બંદોબસ્ત કરશે. આ બાબત તે મારી સઘળી ઈચ્છા જાણેછે તેજ પ્રમાણે વર્તશે. **પૅટીની** મરજીથીજ મેં તેને કંઈ પણ વારસો આપ્યો નથી. માત્ર તેના પિતાના ઉપયોગને માટે રૂ૫૨૫) મેં જૂદા કાઢયા છે."

કોઈપણ તરેહની લાગણી અથવા તર્કવિતર્ક કર્યા વગર વિલ સાંભળવામાં ફક્ત **જોસ્યુઆ ક્રમ્પ** એકલોજ હતો. બાકીમાંનાં કેટલાંક મરનાર બાઈને ઠપકો દેવા લાગ્યાં; તથા કેટલાંક ઠાવકાં મોં રાખી સભ્યતાની ખાતર, પરન્તુ બળતે પેટે, **મિ. જોસ્યુઆ ક્રમ્પને** અભિનંદન આપવા લાગ્યાં. વસિયતનામું કાયદેસર ઘડવામાં આવ્યું હતું, અને સઘળી ખાંખખૂચોનો એવો તો સારો નિકાલ કરેલો હતો કે તે રદ કરાવવાના વિચારકરનારાંની સઘળી આશાઓપર પાણી ફરી વળ્યું. નિરાશાને લીધે ઉત્પન્ન થયેલો સોરબકોર બંધ પડયો એટલે **મિ. જોસ્યુઆ ક્રમ્પ** ઉભો થયો, અને ત્યાં કેટલાં માણસ હાજર છે તે પોતાની લાકડીથી ગણી જોયું. પછી તે બોલ્યો કે 'અહીંઆં તમે દશ જણછો. ઠીક, તમે દરેક જણ મને ધિક્કારોછો; પરન્તુ તે સંબંધી મારે હમણાં કંઈ બોલવાનું પ્રયોજન નથી. તમારી ખાતર નહિ પરન્તુ મારા પોતાના ભલાને માટે એક ખરા ઇંગ્રેજ વેપારીની રીતભાતને હું અત્યારે પણ વળગી રહીશ. મરનાર બાઇના પૈસાની મારે બિલકુલ જરૂર નથી. વારસો મેળવવાની હાયપીટ કર્યા વગર પ્રમાણિકપણાથી સંપાદન કરેલા મારી પાસે પુષ્કળ પૈસાછે. તે ગરીબ બિચારી મરતી ડોસીને તમે શું કરવા સતાવી? જો તમે તેની સાથે સારી રીતે વર્ત્યા હોત તો તમને સારો ફાયદો થાત. પરન્તુ તેવું હવે કાંઈ નથી. તમને દરેક જણને હું ૧૦૦૦૦) આપીશ. તે એવી સરતથી કે તમારે દરેક જણે તેમાંથી પાંચસેં રૂપિઆ **પૅટી ફૅંકલાંડ**ને આપવા. મને ખાતરી છે કે તમે એ છોડીને જે અન્યાય આપ્યોછે તે તમને બરોબર સાંભરતો હશેજ.' **મિ૦ ક્રમ્પ** ઉપર હવે ઉપકાર કરવો એ અગત્યનું છે એમ ધારી **પૅટી**ને ન્યાય આપવામાં તેઓ એક બીજા સાથે હરિફાઈ કરવા મંડયાં. કેટલાંકે કહ્યું એને માટે તો અમને લેશમાત્ર પણ શક નહોતો. કેટલાંકે એમ કહ્યું કે એમાં અમારો દોષ નહોતો; કારણ કે અમે પેલી ખટપટિયણ **મારથા**ના જૂઠા કહેવાપર ભરોંસો રાખ્યો હતો. આખરે દરેક જણે દસ દસ હજાર રૂપિઆ કબૂલ રાખ્યા, અને **પૅટી**ના સદ્ગુણ માટે જાણે પાંચસેં પાંચસેં રૂપિઆનો કર ભરતાં હોય તેમ તેને ગણી આપ્યા.

પાંચ હજાર રૂપિઆ મળવાથી **પૅટી** બોલી કે 'અરે મારા

વહાલા પિતા! હવે તમારે કોઈપણ દિવસ ધર્મશાળામાં રહેવું પડશે નહિ. આવતી કાલે મારી જીંદગીમાં મારે આનંદનો દિવસ થઈ પડશે.' પોતાનાપર ઉપકાર કરનાર **મિ૦ ક્રમ્પ** તરફ જોઈને કહ્યું કે 'મારે તમારો ઉપકાર શી રીતે માનવો તેની મને સૂઝ પડતી નથી.' તે નિખાલસ મનના માણસે કહ્યું કે 'મને મનગમતો અને યોગ્ય ઉપકાર તો તું માની ચૂકીછું. હવે એ સંબંધી વાતચિત આપણે બંધ કરો.'

---

# પ્રકરણ ૧૧ મું.

## જે વખાણ ડાહ્યા અને સદ્‌ગુણી મનુષ્યો તરફથી મળેછે તે વખાણથી થતો આનંદ સર્વોત્તમ છે.

**મિ૦ ક્રમ્પ**ની આજ્ઞાને અનુસરીને પૅટીએ તેને એકે શબ્દ કહ્યો નહિ. પોતાના સુભાગ્યની ખુશખબર પોતાના ભાઈ **ફ્રેંક**ને તથા પોતાના આશક **મિ૦ મેસનને** કહેવા તે ઘણી ઈંતેજાર હતી. તેઓને તરતજ મળવાની આશાથી તે **મિ. બાર્લો** સાથે **મન્મથ** શહેરમાં આવી. ઑફિસમાં ગઈ ત્યાં **મિ૦ બાર્લો**એ તેને કહ્યું કે 'એક લગ્ન સંબંધી કરારનો મુસદ્દો ઘડી કહાડવા માટે તારો ભાઈ કેટલાંક કાગળીઆં તપાસવામાં ગૂંથાયો છે. તે પોતાનું કામ કરી રહે ત્યાંસૂધી તું તારી ખૂશખબર તારી પાસેજ રાખજે; નહિતો એક દિવસે જેમ અમારા મિત્ર **મિ૦ મેસને** **મિસિસ ક્રમ્પ**નું વસિયતનામું લખવામાં ભૂલો કરી હતી તેમ તે પણ ભૂલો કરશે. (પછી જરી મોં મલકાવીને કહ્યું) **પૅટી ફ્રેંકલાંડ**! મારા ગુમાસ્તાઓ પાસે જવાની મારે તને નાજ પાડવી જોઈએ. કારણ કે તેઓ તને દૂરથી જુવે છે એટલેજ પોતાના કામમાં ભૂલો કરવા માંડેછે.'

**મિ૦ બાર્લો**એ પૅટીને આ પ્રમાણે કહ્યું, પરન્તુ **મિ૦ બાર્લો** વિલ વાંચવા ગયા પછી તરતજ **ફ્રેંકને** તો **બેટસ્વર્થસ**ના છોકરાઓના કેસ વખતે હાજર રહેવાને ન્યાયાધિશે બોલાવી મંગાવ્યો હતો.

આ ભાગ્યહિન યુવાનોને માલૂમ પડ્યું હતું કે તેમણે **ફ્રેંક**ના પિતાની ઘાસની ગંજી બાળી નાંખી હતી તે તેના જાણવામાં

આવ્યા છતાં તેણે કામ ચલાવ્યું નહોતું. આથી તેઓએ ફ્રેન્કની ભલમનસાઈપર આધાર રાખી તેમની વર્તણુક સંબંધી સારો વિચાર કોર્ટમાં જણાવવાની તેને ભલામણ કરી. ઉવીલે કહ્યું 'ભાઈ ફ્રેન્ક! વિચાર કરો કે તમારા જેવાનો ફક્ત એકજ સારો શબ્દ અમારા જેવાના હકમાં કેટલો બધો લાભકર્ત્તા થઈ પડશે! તમે કેટલા બધા વર્ષસૂધી અમારા પડોશી હતા! જો તમે માત્ર એટલુંજ કહો કે 'આ છોકરાઓને મેં કદી જંગલી, આળસુ, અને ધાંધળીઆ જોયા નહોતા' તો કેવું સારૂં થાય! કેમ એમ કહેશોજ કની? ફ્રેંકે કહ્યું 'મારાથી એમ કેમ કહેવાય? તેમ છતાં કદાચ હું એમ કહું તો તે કોઈ માને નહીં; કારણ કે તમારા ગુણદોષ સર્વત્ર પ્રસિદ્ધ છે; માટે મને માફ કરો. આવી વખતે હું તમને ઠપકો આપવા ઈચ્છતો નથી, પરંતુ સઘળા લોકો જાણેછે કે તમને જંગલીઉવીલ, ધાંધળીયોબોબ અને આળસુઇસાક એમજ સૌ કહેતા. બેટસ્વર્થસનો જે વકિલ હતો તે બોલી ઉઠ્યો કે ' અહિયાંજ પંચાત છે ખુલ્લી કોર્ટમાં આ વાત બહાર પડશેજ અને ન્યાયાધિશ વગેરે એનાપર ઘણું વજન રાખશેજ.' વૃદ્ધ બેટસ્વર્થે કહ્યું 'અરે મિ. ફ્રેન્ક! મિ. ફ્રેન્ક! અમારાપર રહેમ નજર રાખ. આ મારા છોકરાની તરફેણમાં બોલજે, ઘડપણના વખતે મારે મારા છોકરાઓને આવા કેસની અંદર કોર્ટમાં અપરાધી તરીકે ઉભા કરેલા જોવા એ કેટલુ લજ્જાસ્પદ છે! અને જો કદાચ તેઓને દેશનિકાલ કરવામાં આવે તો પછી બાકીજ શું રહ્યું! અરે ફ્રેન્ક? તું એમને માટે જેમ સારૂં કરી શકે તેમ કરજે. તારો સ્વભાવ જન્મથીજ ભલમનસાઈનો છે. તું ઘણો ડાહ્યો છોકરો છે.'

આ દુઃખી પિતાની આજીજી અને આંસુથી ફ્રેન્કના મનમાં ઘણું લાગ્યું; પરંતુ તેનો સારો સ્વભાવ એવો નહોતો કે તેને જૂઠું બોલવા માટે હા પડાવે. તેણે કહ્યું કે 'આ કેસની વખતે તેઓના લાભમાં બોલવાનું મહેરબાની કરીને મને કહેશો નહિ. તેઓને લાભકર્ત્તા થઈ પડે તેવું મારાથી કશું કહેવાવાનું નથી. મારાથી તેમને લાભ કરતાં હાનિ વધારે થશે.' ફ્રેન્કે આમ કહ્યું તેમ છતાં પણ તેઓના મનમાં એમ હતું કે અણીના વખતે તેનો સારો સ્વભાવ

તેના પ્રમાણિકપણાને દબાવી દેશે, અને તે લાભગાંજ બોલશે. આથી તેને કોર્ટની રૂબરૂ બોલાવવામાં આવ્યો.

સાક્ષિદાર તરીકે ખડો કર્યા પછી **એટસ્વર્થસ**ના વકિલે તેને પૂછ્યું કે કેમ સાહેબ! તમે આ બંધવાઓના લાભના સાક્ષી છો? હું ધારૂં છું કે તમે તેમને તમારા બચપણથી ઓળખોછો. તમારી ચાલચલગત એવી છે કે તમે જે કંઈ આ બંધવાઓના લાભમાં કહેશો તેથી ન્યાયાધિશ અને પંચ ( જ્યૂરી) ને ઘણી સારી અસર થશે. ફ્રૅંક શું કહેછે તે સાંભળવાની આશાથી સઘળા ચૂપ રહી ગયા. પોતાના પડોસી તથા બાળસ્નેહીઓના લાભકર્ત્તા થઈ પડવાની આશા, અને પોતે જે ખરેખરૂં જૂઠું જાણેછે તે કહેવાની બીક, એ બેની વચ્ચે એનું મન એવું તો હીલોળે ચડયું કે તેનાથી એકે શબ્દ બોલાયો નહિ; પરંતુ તેની આંખમાંથી દડ દડ આંસુ વહેવાં માંડયાં. જ્યૂરીમાંથી એક જણે બીજાઓને કહ્યું કે આ પૂરાવો બંધવાઓની તદન વિરૂદ્ધ છે !!

ન્યાયાધીશે આખરે તેઓને અપરાધી ઠરાવી દેશનિકાલની શિક્ષા ફરમાવી.

જ્યારે ન્યાયાધિશ ઉપરની શિક્ષા ફરમાવતો હતો ત્યારે વૃદ્ધ **એટસ્વર્થસ**ને કોર્ટમાંથી ઉચકી જવામાં આવ્યો, કારણ કે તે બેશુદ્ધ થઇ ગયો હતો. અગરજોકે તેના છોકરાઓ તેના સાથે ઘણીજ ખરાબ રીતે વર્ત્યા હતા તથાપિ તેઓનાં અપમાન અને નાશની સ્થિતિ તેનાથી જોઈ શકાઈ નહિ. માતાપિતાનું હેત એવું હોયછે. તેઓ છોકરાં માટે ગાંડાઘેલાં થઈ જાયછે. પિતા પોતાની જીંદગી પર્યંત વૈતરૂં કરી, ગમે તેવાં સંકટ સહન કરી, અને પેટે પાટા બાંધી લૂખું પાકું ખાઈ પૈસા એકઠા કરેછે તે પોતાના છોકરાં માટેજ. છોકરાં નાનાં હોયછે ત્યારે માબાપ લાડકોડથી તેમને ઉછેરેછે, તેમને માટે પૈસા ખરચેછે, તેમના સુખને માટે પોતે અસહ્ય દુઃખ વેઠેછે, તેઓ માંદાં થાયછે ત્યારે તેમનો જીવ બહુ બળેછે અને તેમને સાજાં કરવા માટે ઘણી ઘણી વિપત્તિઓ વેઠેછે, તે સઘળું તેમની રળેલી બાજરી ખાવાની, કે ઘડપણમાં તેઓ સુખ આપશે એવી આશાથી કાંઈ કરતાં નથી; પરંતુ તેઓ મોટાં થાય,

સારૂં નામ કાઢે, પોતાનું ઘર માંડી રહે, દુનિયામાં જન્મ્યાનું સાર્થક કરે, તથા ભાંડુઓને સુખરૂપ થઈ પડે તેવીજ આશાથી તેટલું કરેછે. બચપણમાં માબાપ આટલું કરે તેમાં કંઈ નવાઈ જેવું કદાચ ન ગણીએ, તથાપિ છોકરાં મોટાં થઈ પોતાનું ઘરબાર માંડી છોકરાં છૈયાં સાથે જૂદાં રહેછે, તોપણ તેઓનાપર તેમનું હેત તેવુંજ રહેછે; તેઓ ગમે તેટલાં મોટાં થાય તોપણ પોતે તેમને છોકરાંજ ધારેછે. તે સઘળુ તેમના સ્વાભાવિક નિર્મળ પ્રેમને લીધેજ હોય છે. જો કોઈ છોકરૂં જન્મની કે પછીની કાંઈ ખોડથી પીડાતું હોય તો તેની પણ તેટલીજ બલ્કે તેથી પણ વધારે સંભાળ લેછે. પરભાર્યા મનુષ્યને કદાચ એવા છોકરા માટે કંટાળો ઉત્પન્ન થાય, પરન્તુ માબાપને મન તો તે સોનાનું હોયછે. છોકરાં મોટપણે સારાં નિવડે ત્યારે તેઓનાપર હેત હોય તેમાં તો શી નવાઈ, પરન્તુ તેઓ દુર્ગુણી નિવડેછે, કુમાર્ગે ઘસડાઈ જાયછે અને લોકના ધિક્કારમાં આવી પડે છે તો પણ તેમના તરફ તેટલોજ પ્રેમ રહેછે. આવાં છોકરાં અગર જો કે પોતાનાં માબાપને ધિક્કારે છે, તેમના સામું બોલેછે, માર મારે છે, તથા હરેક રીતે વૃદ્ધાવસ્થાની વખતે તેમને દુઃખરૂપ તથા દુશ્મન જેવાં થઈ પડેછે, તથાપિ તે છોકરાંનાં સંકટની વખતે માબાપ પોતાનાપર ગૂજારેલો જૂલમ, કૃતઘ્નપણું વગેરે સર્વ વીસરી જઈ, તેમને બાળકજ ગણી પોતાનું તન મન અને ધન તેમનું ભલું કરવા માટે ખૂવાર કરેછે, ગમેતેવી વિપત્તિ માથે વહોરી લેછે, તથા ગમેતેમ કરી તેમને સંકટમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરેછે. આજ માબાપના પ્રેમની ખૂબી છે! એ પ્રેમ જેણે અનુભવ્યો હોયછે તેજ જાણી શકેછે; ને તેવું આપણે આ બેટસ્વર્થના સંબંધમાં જોયું. અગર જો કે વૃદ્ધ બેટસ્વર્થને તેના દરેક છોકરાએ હદ ઉપરાંત દુઃખ દીધું હતું, તેઓ તેનાથી તદન છૂટા પડી કુમાર્ગે ઘસડાઈ જઈ લુચ્ચા, વ્યસની, જુગારી, તથા આખરે આવું ક્રૂર કર્મ કરનારા નિવડ્યા હતા, તથાપિ તેનું મન તેઓ તરફ પ્રથમના જેવુંજ હતું, તેવીજ પ્રેમાળ દૃષ્ટિથી તે તેમના તરફ જોતો હતો, તથા છેવટે તેમને માટેજ અહિં બેશુદ્ધ થઈ ગયો હતો. દુર્ગુણી છોકરાઓને વાજબી શિક્ષા થઈ તે પણ તેનાથી ખમાઈ નહિ, કારણકે તે

પિતા હતો. છોકરાના મહાન્ દુર્ગુણ પણ તેને નાના દોષ ભાસતા હતા અને તેથીજ તે બેશુદ્ધ થઇને પડયો હતો.

જ્યારે તે (**મિ. બેટસ્વર્થ્સ**) શુદ્ધિમાં આવ્યો ત્યારે તેને માલૂમ પડયું કે ફ્રેંકને ટેકો દેઈને કોર્ટની સામેની પત્થરની પાટલીપર પોતે બેઠેલો છે. ગામના ઘણા માણસો તેની આસપાસ ટોળે મળ્યા હતા. બીજા લોકની કંઇપણ બીક કે દરકાર ન રાખતાં પોતાની મનોવૃત્તિને અનુસરીને નિરાશાથી તે બોલ્યો કે' મારા ઘડપણના વખતમાં મારી પાસે એકે છોકરૂં રહ્યું નહિ! મારા છોકરાઓતો દુનિયામાંથી નીકળીજ ગયા; પરન્તુ મારી છોડીઓ ક્યાંછે!! આવી વખતે તેઓ પોતાના વૃદ્ધ પિતાની પાસે કેમ આવી નથી ?! શું તેમના મનમાં સ્વભાવિક પ્રીતિ નથી? ખરેખર નથીજ !! ખરૂં પૂછાવો તો તેઓને મારે માટે શાની પ્રીતિ હોય? જ્યારે તેઓ નાની હતી ત્યારે મેં તેમની બિલકુલે સંભાળ લીધી નહિ; તેથી મારી વૃદ્ધાવસ્થામાં તેઓ મારી સંભાળ નથી લેતી તેમાં કંઇ વિસ્મય થવા જેવું નથી! ખરેખર! મારા ભલા પાડોસી **ફ્રેંકલાંડ**નું કહેવું અક્ષરે અક્ષર સત્ય હતું. યોગ્ય રીતે તેણે પોતાનાં છોકરાંને કેળવ્યાં તેનાં રૂડાં ફળ હાલ તે ભોગવે છે. અને મારા છોકરાંની કેવી દુર્દશા થઇ !! તેમણે મારાં ધોળાં પળીઆમાં ધૂળ નાંખી આવી રીતે મને મરણ પથારીમાં સૂવાડયો છે!!' પછી તે ડોસો છાતીફાટ રડવા લાગ્યો. આસપાસ જોઇ પોતાની છોડીઓ માટે તે કહેવા લાગ્યો કે ' તેઓ આ ગામમાંજ છે અને મારી પાસે આવતાં તેમને ઘણી મેહેનત પડે તેમ નથી. જેમણે પ્રથમ કોઇપણ દિવસ મને જોયેલો નહિ તેવા અજાણ્યા માણસોને પણ મારી દયા આવે છે, પરન્તુ મારાં પોતાનાં ફરજંદોને મારે માટે બિલકુલ દયા નથી !! અરે! તેઓમાં એકબીજાને માટે પણ દયા નથી ! પોતાના ભાઈઓને થયેલી શિક્ષાની તે છોડીઓને ખબર પડી હશે ?! અરે ! તેઓ કયાં છે ? **જેસી**એ તો આ વખતે મારી પાસે જરૂર હાજર રહેવું જોઈએ, કારણ કે હમેશાં હું તેનાપર વધારે પ્રીતિ રાખતો ! !'

**જેસી**નું શું થયું હતું તે જાણનાર કેટલાક માણસો ત્યાં ઉભા હતા, પરંતુ આવા દુઃખદાયી સમયે તેની ખબર કહેવા તેઓ ખૂશી

નહોતા. આગળપાછળ વીંટલાઈ વળી જોનારમાં **મિસિસિ ચિવિયર** ના બે ચાકરો હતા. તેમાંના એકે ફ્રેંકના કાનમાં કહ્યું કે 'તમે આ વૃદ્ધ માણસને ગમેતેમ ફોસલાવી સમજાવી તેને ઘેર મોકલો, અને એ પોતાની છોડીઓ માટે કંઈપણ ખબર ન પૂછે તેવું કરો; કારણકે તેમના સમાચાર સાંભળીને તે વિશેષ દુઃખી થશે' આથી ફ્રેંકે તે ડોસાને તેને ઘેર જવા સમજાવ્યો, તથા પોતાની શક્તિ પ્રમાણે તેને દીલાસો દીધો. તે દુઃખી ડોસો બોલ્યો કે 'આ દુનિયામાં હવે મારે માટે કંઈપણ સુખ રહેલું નથી! અરેરે ખરાબ છોકરાં કેવાં દુઃખરૂપ થાયછે?!! મારાં છોકરાંએ મારા હૃદયને કારી ઘા માર્યો છે. પણ અરે! તેમાં મારોજ દોષ છે! તેઓ નાનાં હતાં ત્યારે મેં તેમની કંઈપણ સંભાળ લીધી નથી. અને હવે હું ઘરડો થયોછું ત્યારે તેઓ મારી ખબર લેતાં નથી!! ખેર; પરંતુ કોઈ કહો કે મારી છોડીઓનું શું થયું તે કોઈને માલૂમ પડ્યુંછે કે નહિ?' ફ્રેંકે આ પ્રશ્નનો ઉત્તર ઉડાવી દઈને કહ્યું કે 'આજની રાત તમે નિશ્ચિંતે ઊંઘો; કારણ કે તેથી તમારા મનની દિલગીરી અને તર્ક વિતર્ક ઓછાં થશે.' શોક તથા દિલગીરીથી તે તદ્દન થાકી ગયો હતો તેથી આખરે તે એક તરેહની બેશુદ્ધિમાં પડ્યો. તેને ઊંઘનો ભાગ્યેજ કહી શકાય. પોતાના શેઠ **મિ. બાર્લોનું** કામ તૈયાર કરવા માટે ફ્રેંકને પોતાને મુકામે વેળાસર જવાની જરૂર પડી. જે દુઃખમય દેખાવ તરફ તે દયાદૃષ્ટિથી જોઈ શકે પરંતુ તેનો છૂટકો કરી શકે નહિ તેવા દેખાવથી દૂર થવાથી તે ઘણો ખૂશી થયો.

વાંચનારને યાદ હશે કે ફ્રેંક અગાઉ **જેસી** ઉપર મોહિત થઈ તેની સાથે લગ્ન કરવાને તૈયાર થયો હતો; પરંતુ પોતાના પિતાની શીખામણથી એ વિચાર માંડીવાળી તે ઉદ્ધત છોકરી સાથેનો સઘળો સંબંધ તેણે ત્યાગ કર્યો હતો. એમ કરવાથી ફ્રેંક ભવિષ્યની ઘણી ભારે આફતોથી બચી ગયો. કેટલાક તરૂણોને છળભેદથી છેતરી, આખરે તે ખરેખરી ફસાઈ પડી. છેવટે એક સાધારણ સારજન્ટની સાથે પ્યારમાં પડી. તેની સાથે આજ સવારે તે નાશી ગઈ. આ સારજન્ટ તેનાપર કાંઈ પ્યાર રાખતો નહોતો. પરંતુ તેના ૨૦૦૦૦ રૂપિઆ પડાવી લેવા માટે ઉપરથી વહાલ બ-

તાવતો હતો. તે એટલોબધો અવિચારી તથા ઉડાઉ હતો કે 'પૈસા મળે તો પરણવું, નહીં તો કેદમાં જવું" એવો તેણે ઠરાવ કર્યો હતો. આવા માણસ સાથે નાશી જઈ લગ્ન કરવામાં કંઈપણ શુક્રવાર થવો મુશ્કેલ હોયછે. તેમ **જેસીને** પણ અંદર અંદર વઢવાડ થવા લાગી તથા એકબીજાથી મન ઊંચા રાખી જાણે તેઓને ઘરમાં રહ્યા છતાં કાંઈપણ સંબંધ નથી એમ વર્તવા લાગ્યાં. **જેસીના** પૈસા પૂરા થયા એટલે તેઓને અન્નને ને દાંતને પણ વેર થયું અને **જેસી** દુષ્ટાચરણથી વર્તી પોતાની અપકીર્તિમાં વધારો કરતીજ ગઈ.

**સેલીને** આ વખતે તેના પિતાનું કે બાઈઓનું કંઈપણ ભાન નહોતું. તે તો પોતાના આશક સાથે લગ્ન સંબંધીલડાઈમાં ગૂંથાઈ હતી. **મિસિસ ફ્રમ્પે** ચોખી ના કહ્યાછતાં **કેપ્ટન બ્લુમિંગટનને** તેના ઓરડામાં મોકલનાર **સેલી** હતી એ વાત અગાઉ આવી ગઈ. અને **બ્લુમિંગટનને** એ બાઈએ કંઈપણ વારસો આપ્યો નહિ એ પણ આપણે વાંચ્યું. આથી ચીડાઈને તેણે **સેલીને** કહ્યું કે 'તારે લીધે મારે એક સારો વારસો ખોવો પડ્યો.' આ તોહમતથી ગુસ્સે થઈ **સેલીએ** ના બોલાય તેવા શબ્દોમાં તેનો ઉત્તર વાળ્યો. આ વાકયુદ્ધ એટલે સૂધી વધી પડ્યું કે આખરે કેપ્ટને સોગન ખાધા કે 'કોઈ જંગલી સ્ત્રી સાથે પરણીશ, પરંતુ તારા જેવી કર્કશાને મરણાન્તે પણ નહિ પરણું!' આ પ્રમાણે તેના સંબંધનો છેડો આવ્યો તેથી **સોસિસેલીનાં** ઓળખીતાંને ઘણી રમુજ થઈ પડી. તેના ખરાબ સ્વભાવને લીધે સઘળાં આડોસીપાડોસી તેને ધિક્કારતાં હતાં; તેથી કેપ્ટનના સંબંધમાં **સેલીને** નિપજેલીનિરાશા વધારવાને તેઓ દ્વેષબુદ્ધિથી તેની મશ્કરી કરતાં; અને ઘણીખરી વખતે એમ કહેતાં કે 'પ્યાર કે પૈસા માટે હવે તેને કોઈ ,પણ વર મળવાનો નથી.' બન્નેની વચ્ચે સલાહ સંપ કરવાને માટે જે જે દરખાસ્તો કરવામાં આવી તે સઘળી દરખાસ્તોપર **મિ. બ્લુમિંગટને** બિલકુલ ધ્યાન આપ્યું નહિ. આ કર્કશાથી છૂટવાને લીધે તે ઘણો ખૂશી થયો. આપણા વાંચનાર એનું શું થયું તે જાણવાની બહુ જીજ્ઞાસા નહીં રાખતા હોય એમ ધારી કાળચક્રના સપાટામાં તેને રળઝળતી મૂકી આપણે આપણી વાત આગળ ચલાવીએ.

હવે આપણે **મિ. બાર્લો**ની ખબર લઈએ. આપણે એના વિશે છેલ્લું વાંચ્યું ત્યારે તે **મિ. ફાલિંગસબી**ના લગ્ન કરારની ગોઠવણ કરવામાં ગૂંથાયો હતો. જ્યારે સઘળો કરાર બરોબર ઘડાયો ત્યારે તે લઈને તેણે **ફ્રેન્ક**ને **મિ. ફાલીંગસબી** પાસે મોકલ્યો. આ વખતે મિ. **ફાલીંગસબી** એકલોજ હતો. તેણે **ફ્રેન્ક**ને કહ્યું 'આવો બેસો. મેં તમને કોઈ દિવસ જોયા નથી, તથાપિ તમારા નામથી હું બરોબર માહિતગાર છું. તમે **ફેની ફ્રેન્કલાંડ**ના એક ભાઈ છો. તમારી એ માયાળુ બેન ઘણી સ્વરૂપવાન્ અને સદ્ગુણી તરૂણી છે, અને તમે તેને માટે મગરૂર થાઓ તેમાં નવાઈ નથી. મારાપર તેનો ઘણોજ ઉપકાર થયેલો છે.' આટલું બોલી તેણે **મિસિસ હન્ગરફોર્ડ**ને ત્યાં જે જે બન્યું હતું તે સઘળું **ફ્રેન્ક**ને સવિસ્તર કહ્યું; અને છેવટે જણાવ્યું કે 'તમને અગર તમારા કુટુંબને કંઈપણ લાભકર્ત્તા થઈ પડવાથી મને બેહદ સંતોષ ઉત્પન્ન થશે. માટે મને કહો કે હું તમારે માટે શું કરૂં?' **ફ્રેન્ક** કંઈપણ ઉત્તર આપ્યા વિના નીચું જોઈ છાનોમાનો બેસી રહ્યો. તેણે વિચાર્યું કે 'મારા વૃદ્ધ પિતાને તેના ક્ષેત્રમાંથી કાઢી મૂકી આ ગૃહસ્થે અગર તેના મુનીમે જે અન્યાય ગૂજાર્યો હતો તે અન્યાય તેણે યાદ લાવવો જોઈએ.' જ્યાં પોતાને માટે ન્યાય માગવાનો હતો ત્યાં કોઈપણ તરેહની મહેરબાની માગવી એ **ફ્રેન્ક**ના ઉમદા સ્વભાવને ઘણું નિરર્થક લાગ્યું. ખરી રીતે જોતાં **મિ. ફાલીંગસબી**એ પોતાનો સર્વ વહિવટ પોતાના મુનીમને સોંપી દીધો હતો; તેમજ પોતાના ખેડુતોના કામકાજ તથા નામઠામ વીગેરેની તેને ઘણીજ થોડી માહિતી હતી. આ વખતે તેને લેશમાત્ર પણ ખબર નહોતી કે **ફ્રેન્ક** એ તેના એક જુનામાં જુના અને હોંશિયાર ખેડુતનો છોકરો છે. તેને માલૂમ નહોતું કે પોતાના મુનીમના અન્યાયને લીધેજ વૃદ્ધ **ફ્રેંકલાંડ**ને એક ધર્મશાળામાં રહેવાની જરૂર પડી છે તેથી **ફ્રેંક** નિસ્પૃહી રહી ચૂપચૂપ બેસી રહયો, તે જોઈ **મિ. ફાલીંગસબી** અચંબો પામી વારેવારે તેને પૂછવા મંડયો. આખરે તેને સઘળું માલૂમ પડયું અને બધું સાંભળીને તે ઘણો લજવાયો તથા આશ્ચર્ય પામ્યો. તે બોલ્યો કે 'તમારા પિતાને આટલું બધું દુઃખ પડયું તેનું કારણ શું મારી બેકાળજીજ છે? તમે કહોછો ત્યારે મને યાદ આવે છે કે

જ્યારે હું આસ્કોટની સરતો રમવા જતો હતો ત્યારે માથે સુંદર ધોળા વાળવાળો એક વૃદ્ધ માણસ કંઈ કામ સારૂ મને મળવા આવ્યો હતો. એજ તમારા પિતા હતા કે શું? 'મારે હમણાં ઉતાવળ છે ને મારો મુનીમ મિ. ડીલ જે રીતસર હશે તેજ કરશે' એવું મેં તે મને કહેલું મને હાલ યાદ આવે છે. આ બાબતમાં મેં મોટી ભૂલ થાપ ખાધી છે. મુનીમપર મેં વિશ્વાસ મૂક્યો હતો તેનું ફળ મને મળી ચૂક્યું છે. પણ ઈશ્વર કરે તે સારૂંજ કરે. હવે મારૂં સઘળું કામ હું મારાજ હાથમાં રાખીશ. હવે મારા કામ પાછળ મંડવાનો મારો વિચાર છે. ઘોડા, ગાડી, સરતો વિગેરેમાં હવે મારૂં મન ગોઠતું નથી તેમ ગોઠવાનું પણ નથી. દરેકનો સમય હોયછે. હવે મારો ઉન્મત્ત મિજાજ ઠેકાણે આવ્યો છે. હું એવુંજ ઇચ્છું છું કે મારા અવિચારીપણાથી મારા સિવાય બીજા કોઈને હાનિ ન થઇ હોત તો ઘણું સારૂં થાત. હવે જે કંઈ હું કરી શકું તે એજ કે પાછળ થઇ ગયેલાનો મારે બદલો વાળવો. પ્રથમ તમારા પિતાની બાબતજ હાથમાં લઈશું. સુભાગ્યે મારી પાસે તેમ કરવાનાં સાધન છે. તમારૂં ક્ષેત્ર મારી પાસે પાછું આવ્યું છે, તે કાલે તમારા પિતાને સોંપવામાં આવશે. વૃદ્ધ એસ્વર્થસ હમણાંજ તે ક્ષેત્ર મને પાછું સોંપવા આવ્યો હતો. તેની પાસે સાંથના ઘણા પૈસા લેણાછે; મારા ધારવા પ્રમાણે તેણે એ જગોપર એક સુંદર ઘર બાંધ્યું છે, તેથી તમારા પિતાના ભલાને માટે હું ઘણોજ ખૂશી થાઊંછું. તેમને કહો કે એ ઘર તથા ક્ષેત્ર તમને આપવામાં આવશે. મારા નામથી તમને જે અન્યાય આપવામાં આવ્યો છે તેનો બદલો વાળવા હું ઘણોજ ઉત્સુક છું.'

આથી ફ્રેંક એટલો બધો ખૂશી થઇ ગયો કે ઉપકારનો એકે શબ્દ તે બોલી શક્યો નહિ. આ ખૂશખબર પોતાની બેનોને જાહેર કરવા તે મિસિસ હંગરફોર્ડને ત્યાં ગયો. અને બીજે દિવસે તેઓ પોતાના પિતાને મળવાનાં હતાં તેથી સઘળાંએ તે વખતે ત્યાં હાજર થવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે સવારમાં દરેકજણ પોતપોતાના શેઠશેઠાણીની રજા લઇ સારા કપડાં પહેરી, પોતાનું ઉપાર્જીત કરેલું સાથે લઈ, પોતાના

પિતાને ધર્મશાળામાંથી મુક્ત કરવાની આશાએ હર્ષભર્યાં એકઠાં થઈ સઘળાં ત્યાં જવા ચાલી નિકળ્યાં. જ્યારે પોતાનાં પ્રિય છોકરાંનો અવાજ કાને પડચો ત્યારે વૃદ્ધ ફ્રેંકલાંડ પોતાના નાના બાગમાં કામે વળગેલો હતો. ફ્રેની! પૅટી! જેમ્સ! ફ્રેંક! મારાં વહાલાં છોકરાં! તમે ભલે આવ્યાં! મને માલૂમજ હતું કે તમે તમારા વૃદ્ધ પિતાની ખબર લેવા આજ અત્રે આવશો; તેથી તમને આવકાર આપવાને આ છડીઓ હું તૈયાર કરતો હતો. પરન્તુ આ ધર્મશાળામાં આવતાં તમને શરમ ન આવી તે જોઈ હું વિસ્મય પામું છું! મારાં ડાહ્યાં છોકરાં! તમારે માટે હું ઘણો મગરૂર થાઉંછું. ખરેખર! શરીરે આવાં સારાં મારી આખી જીંદગીમાં મેં તમને કોઈ પણ દિવસ જોયાં નહોતાં.'

ફ્રેંકે ઉત્તર વાળ્યો 'પિતાજી! તમે કોઈપણ દિવસ અમને સઘળાંને એકજ વખતે આટલાં બધાં સુખી નહિ જોયાં હોય તેથી તમને આમ લાગતું હશે. તમે હવે આ તમારા લતાગૃહમાં બેસો. અમે સઘળાં તમારા પગ પાસે આ નીચેના ઘાસપર બેસીશું અને અમારે જે જે વિતકવાર્તા તથા શુભ સમાચાર કહેવાના છે તે સર્વે કહીશું.' તે વૃદ્ધ ડોસાએ પૂર્ણ આનંદથી કહ્યું કે 'મારાં વહાલાં છોકરાં! મારા સબંધમાં તમારી મરજીમાં આવે તેમ કરો અને તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છું. તમને સર્વેને આટલાં બધાં આનંદ મય તથા સુખી થઈ મારી આસપાસ વિંટળાઈ વળેલાં જોઈ મારૂં હૃદય આનંદના ઉભરાઓથી છલકાઈ જાય છે' આટલું કહી તે ડોસો લતાગૃહમાં બેઠો અને તેનાં છોકરા તેના પગ પાસે નીચે બેસીને પોતાનું વૃત્તાન્ત કહેવા લાગ્યાં. પ્રથમ પૅટીએ પોતાની હકીકત કહી. ત્યારબાદ અનુક્રમે ફ્રેનીએ, જેમ્સે તથા ફ્રેંકે પોતાની સર્વ વાત કરી. જ્યારે સઘળાં પોતાની ટુંકી ટુંકી વાત કહી રહ્યાં ત્યારે તેમણે પોતાના સદ્દવર્તનથી છૂટક છૂટક ઉપાર્જીત કરેલું દ્રવ્ય એકઠું કરી પોતાના પિતાને આપ્યું. આનંદાશ્રુ વહેતે ચહેરે ફ્રેંકલાંડે કહ્યું "મારાં પ્રાણપ્રિય છોકરાં! આ આનંદ મારા ધારવા કરતાં ઘણોજ વધારે છે. મારી આખી જીંદગીમાં આટલો બધો આનંદ તેમ સુખ મને મળ્યાં નહોતાં! મારી મનોવૃત્તિ આ વખતે કેવા

પ્રકારની છે તથા આ વખતે મારૂં હૃદય કેવું પ્રફુલ્લિત થાય છે તે તમારા જેવાં છોકરાંના માબાપ સિવાય બીજું કોઈ કળી શકશે નહિ!! દુનિયાદારીમાં તમારી ફતેહ જોઈ મને દશઘણો આનંદ થાયછે, કારણ કે એ સઘળું તમારા સદ્દવર્તનને લીધેજ છે!" બધાં છોકરાં એકે અવાજે બોલી ઉઠયાં કે 'નહિ! નહિ! વહાલા પિતા! એમ કાંઈજ નથી! અમારી ફતેહ તમારે લીધેજ છે! જે જે અમારી પાસે છે તે સર્વ તમારે લીધેજ છે; એટલે અમારી બાલ્યાવસ્થામાં તમે અમારી જે રૂડી સંભાળ લીધેલી છે તે સંભાળને લીધેજ અમે આવી સ્થિતિએ પહોચ્યાં છીએ. જો તમે અમારા કલ્યાણ તરફ એટલી નજર ના રાખી હોત અને અમને સારી કેલવણી ના આપી હોત તો અમે લેશ માત્ર પણ સુખી થાત નહિ. જુઓ બાપડા **બેટસ્વર્થસ**ના કુટુંબની શી વલે થઇ છે!!

આવી વાત ચાલતી હતી તેટલામાં ભલી દાસી **હાના** દોડતી દોડતી ત્યાં આવી. આ દાસી નિમકહલાલીથી વૃદ્ધ **ફ્રેંકલાંડ**ની પાસેજ રહી હતી. તે ઘણીજ ઝડપથી દોડતી દોડતી બાગમાં આવી હતી. જ્યારે તે લતાગૃહ આગળ આવી પહોચી ત્યારે તેને એટલો શ્વાસ ચડી ગયો હતો કે તેનાથી બિલકુલ બોલી શકાયું નહિ; તેનો શ્વાસ જરીક હેઠો બેઠો એટલે તે બોલી કે 'અરે મારાં વહાલાંઓ! ઈશ્વર તમારૂં ભલુ કરો! પરન્તુ હાલમાં અત્રે બેસી રહેવાનો વખત નથી. દયાની ખાતર અંદર આવો! અરે ઝટ અંદર આવો અને તૈયાર થાઓ, **હાના**નાં આવાં અતિ ગભરાટ ભર્યાં વચન સાંભળી સર્વેએ અધીરાઇથી પૂછ્યું કે 'શાને માટે તૈયાર થવાનું કહેછે?' દાસીએ જવાબ દીધો કે 'આનંદ પામવા અને અભિનંદન લેવાને તૈયાર થાઓ, સુખની સમીપ જવાને તત્પર થાઓ. ઉઠો, ઉઠો! અંદર ચાલતા થાઓ એટલે કહું છું. અરે! આ ઝાડવાંમાં થઇને દોડી આવતાં મારા હાથ કેવા થઇ ગયા છે તે તો જૂવો! પરન્તુ તેની કાંઇ ફિકર નહિ. મારી આટલી બધી ઉતાવળ ઉપરથી બહાર શું થાય છે તે તમને લેશમાત્ર પણ માલૂમ નથી પડતું? પણ અરે! હું ભૂલુંછું. તમને તે ક્યાંથી માલૂમ પડો વારૂ, પણ તમે અત્રે આવ્યાં ત્યારે મારી ખબર પણ ન પૂછી

કે?' બધાં છોકરાં સાથે બોલી ઉઠયાં, 'અરે ભલી **હ્યુના**! અમને માફ કર. અમારા પિતાને મળવા માટે અમે એટલાં બધાં અધીરાં થઈ ગયાં હતાં કે અમને બીજા કોઈ સંબંધી કાંઈપણ યાદ આવ્યું નહિ.' **હ્યુનાએ** કહ્યું, 'કાંઈ નહિ. એ તો સ્વાભાવિકજ છે! ઠીક. મિસ **ફેની**! હું તો તમારી શેઠાણી **મિસિસ હુંગરફોર્ડને** ત્યાં અત્યારસૂધી હતી. એના જેવી ભલી સ્ત્રી કોઈજ નહિ હોય હો! તમને માલૂમ છે કે? એમણે મને કંઈ કંઈ કહેવા માટે તેડવા મોકલ્યું હતું! કેટલીક બાબતો તમને હાલ માલૂમ નથી તે બધી હું જાણું છું. હમણાં તો તમને એટલુંજ કહું છું કે મારા શેઠને એમને નવે ઘેર લઈ જવા સારૂં એક સુંદર ગાડી અત્રે આવેછે અને સુંદર સામન માંડી તૈયાર કરેલા ઘોડા (બધા તરફ વારા ફરતી આંગળીઓ કરીને) તમારે, તમારે તમારે અને મારે માટે આવે છે! **મિસિસ હુંગરફોર્ડ** પોતાના કોચમાં બેસીને અત્રે આવેછે! યુવાન **મિ. ફોલીંગસબી** પોતાની ગાડીમાં બેસીને આવેછે. મિ. **બાર્લો** વકીલ મિ. **જોસ્યુઆક્રમ્પની** ગાડીમાં બેસી તેની સાથે આવેછે. મિ. **કલેગહોર્ન** અને તેની હસમુખી દીકરી વળી એક જુદીજ ગાડીમાં આવેછે. એ સિવાય **મિસિસ હુંગરફોર્ડનાં** ઓળખીતાંઓની ઘણીએ ગાડીઓ આવેછે. અરે! મોહોલ્લામાં ઘણીજ ગરદી થઈ રહી છે! હું તો મારી મેળે નાસ્તાની તૈયારી કરવા જાઊંછું'.

**ફ્રેંક** એકદમ બોલી ઉઠયો 'વહાલા પિતા! ઉતાવળ કરો. તેઓ આવે તે પહેલાં આ કોટ કાઢી નાંખો, અમે તમારે માટે યોગ્ય કપડાં લાવ્યાં છીએ.' આટલું કહી **ફ્રેંકે** તેના પિતાએ પહેરેલો કોટ કાઢી નાંખ્યો, અને 'હવે મારા પિતા તને કોઈપણ દિવસ પહેરશે નહિ' એમ કહી તે ફેંકી દીધો. **ફેનીએ** ગળપટો કાઢી ઠીક કરીને પિતાને ગળે વીંટાળ્યો, અને **પૅટીએ** પોતાના વૃદ્ધ પિતાના સફેત થયેલા વાળ ઓળ્યા. આટલું કામ થઈ રહ્યું તેટલામાં ગાડીનાં પૈડાંના અવાજ સંભળાવા લાગ્યા. **હ્યુનાએ** તેમને જે જે કહ્યું હતું તે તે સઘળું ખરૂંજ હતું. આવા હર્ષોત્સવની પ્રસંગે ભાગ લેવા **મિસિસ હુંગરફોર્ડે** પોતાના મિત્ર વર્ગને તથા જેઓ **ફ્રેંકલાંડના** કુટુંબથી વાકેફ હતા તેઓને આમંત્રણ મોકલ્યું હતું. આ આમંત્રણ

પ્રમાણે સર્વ **મિસિસ હુંગરફોર્ડને** ત્યાં એકઠાં થયાં હતાં. ત્યાં તે ભલી બાઇએ નીચે પ્રમાણે કહ્યું "કોઈ કામમાં વિજય મળ્યાથી કાઢેલા વરઘોડા અને સાજનો સાધારણ રીતે મૂર્ખાઈ ભરેલાં છે; કારણ કે અહંકારને તૃપ્ત કરવાનાંજ ફક્ત તે સાધન છે. પરન્તુ આજનો વરઘોડો અહંકારને માન આપવાને માટે નથી, પણ સદ્‌ગુણના માનાર્થે ચડાવવાનો છે. સદ્‌ગુણ ગમે તે સ્થિતિના મનુષ્યમાં હોય તથાપિ તે પૂજનીય અને પ્રસંશનીય છે તે બતાવી આપી હલકા વર્ગને આપણે આજ દાખલો આપવાનો છે, તથા તેઓ પણ સદ્‌ગુણથી વર્તિ સન્માર્ગનું સેવન કરશે તો આવા માનને પાત્ર થશે એમ દર્શાવવાનુંછે. આ આપણી નજર આગળ એક કુટુંબ છે. તે આખા કુટુંબે અસાધારણ રીતે સદ્‌ગુણથી વર્તિ, પોતાના દોષ અગર અવિચારીપણાને લીધે નહિ, પરન્તુ નિર્દોષપણે જે પિતા છેક હલકી સ્થિતિને પામ્યો હતો તે પિતાને તેમાંથી મુક્ત કરવા તન મનથી પ્રયાસ કર્યોછે, અને તેમનો એ પ્રયાસ ઈશ્વરકૃપાથી ફલીભૂત થયોછે. હવે તેમને પૈસા સંબંધી કાંઈપણ તંગી નથી. આવા અનુપમેય કુટુંબને આપણે પૈસા આપીએ તે કરતાં તેઓના સુખમાં આપણે ભાગ લઈશું તેનાથી તેઓ વધારે ખૂશી થશે. માટે ચાલો, આપણે સર્વ જઇને તેમના સુખનાં ભાગીઆં થઈએ." **મિસિસ હુંગરફોર્ડના** આ ટુંકા પણ અસરકારક વ્યાખ્યાનને માન આપી તેના સઘળા મિત્રો તથા ઓળખીતા વૃદ્ધ **ફ્રેંકલાંડની** ધર્મશાળાએ આવ્યા હતા. તેમને ત્યાં આવતા જોઈ લોકોનાં પણ ટોળેટોળાં એણી તરફ આવવા લાગ્યાં. ધર્મશાળાના બારણા પાસે માણસોની એટલી બધી ભીડ જમા થઈ કે ઉપરથી કોઈ એક તરખલું નાંખે તો તે પણ જમીનપર ન પડતાં અધવચ ઝીલાઈ રહે. **ફ્રેંકલાંડના** કુટુંબના સદ્‌વર્તનની વાત બધે ફેલાઈ ગઈ, ને સર્વે લોકો હુરરે હુરરેના પોકાર મારવા લાગ્યાં. 'સદ્‌ગુણનો વિજય' તથા 'સત્યમેવ જયતિ' ના પોકાર ઠેર ઠેર સંભળાવા લાગ્યા. નગારાં પડઘમ વગરેના અવાજથી કાન બહેર મારી જવા મંડયા. સર્વ સ્થળે સર્વના મનમાં જાણે સ્વભાવિકજ આનંદ આનંદ છવાઈ રહ્યો હોય તેમ તે મોહોલ્લામાં જણાવા લાગ્યું. ધર્મશાળામાં જ્યાં વૃદ્ધ **ફ્રેંકલાંડ** રહેતો

હતો ત્યાંની સાદી શોભા તો ઓરજ હતી. ઊંચા તથા કુળવાન કુટુંબના માણસો તે ડોસા સાથે હાથ મેળાવી નમન કરવા મંડી પડ્યા હતા, તથા સર્વજણ તેનાં કુળદીપક છોકરાંની સ્તુતિ કરી તેને પોતાને તથા છોકરાંને ભાગ્યશાળી ગણતા હતા. ફ્રેંકલાંડ જાતે ખેડુત છે એ વાત આ વખતે તદ્દન ભૂલી જવામાં આવી હતી. જાણે તે મોટો ઉમરાવ તથા સેંકડો માણસોનું ભરણપોષણ કરનારો હોય તેવા માનથી, ત્યાં એકઠાં થયેલાં સર્વે માણસો, તેની તરફ જોતાં હતાં. ગરીબ હાના પોતાના શેઠની આવી સરાગત થતી જોઈ અનંદથી અર્ધી ગાંડા જેવી થઈ ગઈ હતી. મિ ફ્રેંકલાંડના આમંત્રણ તથા આગ્રહથી ત્યાં ભેગાં થયેલાં સર્વેએ તેના ઓરડામાં તેની સાથેજ બેસીને ચાપાણી તથા નાસ્તો લીધો. તે થયા બાદ વૃદ્ધ ફ્રેંકલાંડનો વરઘોડો કાઢી વિજયના પોકાર સાથે તેના સર્વ કુટુંબ સહિત સર્વે તેના નવા ઘરમાં મૂકવા ચાલ્યાં. લોકોનાં ટોળેટોળાં પણ આ વરઘોડામાં સામિલ થયાં, ને વાજતે ગાજતે અતિહર્ષથી તેના નવા ઘરમાં લઈ ગયા. ત્યાર પછી સર્વ કોઈ વૃદ્ધ ફ્રેંકલાંડની રજા માગી તેની બાકીની જીંદગી સુખશાંતિમાં ગૂજારે, તથા તેમનું અનુકરણ કરી બીજાં માબાપો પોતાનાં છોકરાઓને તેવી સારી કેલવણી આપી સન્માર્ગે પ્રવર્તાવવા મહેનત કરે, એવી વાંછના બતાવતાં પોતપોતાને ઘેર ગયાં.

આ વૃદ્ધ ડોસો પોતાનાં સંતાનની ઉત્તરોત્તર ચડતી નિહાળવાને ઘણાં વર્ષ સુધી જીવ્યો, ને જીવ્યો ત્યાં સુધી પોતાની જીંદગી સુખમાં તથા શાંતિમાંજ ગાળી. નથી તેને કોઈ દિવસ પૈસા સંબંધી હરકત નડી, કે નથી તેનું મન તેનાં છોકરાંના અસદ્‌વર્તનથી ખાટું થયું. તેનાં છોકરાંનું પ્રમાણિકપણે વર્તવું, તેઓનું નિખાલસપણું, તેઓના સદ્‌ગુણ તથા તેઓની દુનિયાદારીમાં નિવડતી ફતેહ એ સઘળું જોઇ તેના સુખમાં ભારે વૃદ્ધિ થતી હતી. તેની છોડીઓ પૅટી અને ફૅનીનાં તુરત તેઓનાં ભવિષ્યના પતિ સાથે લગ્ન કરાવ્યાં. જેમ્સનું પણ મિ૦ ક્લૅગહોર્નની સંમતિથી તેની છોડી સાથે લગ્ન કરવામાં આવ્યું. ફ્રૅંકને પણ વધારે મુદ્દત સૂધી કુંવારા રહેવું

પડયું નહિ, પરંતુ ઉછાંછળા અને તોછડા સ્વભાવની **જેસી** કરતાં દશગણી સારી એક સુંદર છોડી સાથે તે પરણ્યો. થોડા વખતમાં દરેક જણુ પોતપોતાનું ઘર લઈ બેઠા. તેઓ પોતાના સદાચરણુથી પ્રાપ્ત કરેલી સમૃદ્ધિનો ઉપભોગ કરવા, પોતાના વૃદ્ધ પિતાની પૂજ્યભાવથી ચાકરી કરવા, અને તેણે બતાવેલા સન્માર્ગે વર્તવા, ભાઈ બેનોમાં એકસંપ રાખી જગતને તેમ કરવા દાખલો આપવા, અને ઐહિક તથા આમુષ્મિક સુખનો લાભ સાથેજ પ્રાપ્ત કરવા, ઘણાં વર્ષ સુખી જીવ્યાં.

દરેક છોકરાં આવાં સુશીલ, સદાચરણી, પ્રમાણિક, સંપી, તથા શુદ્ધ મનમાં નિવડે, પોતાના માતાપિતા પ્રત્યે સાચા પ્રેમથી આવી ભક્તિ દાખવે, અને આ દુનિયામાં પોતાના જન્મ્યાનું સાર્થક કરી ખરી કીર્તિ મેળવે, તથા દરેક પિતા પોતાનાં છોકરાંને સન્માર્ગે ચઢાવી, સારી કેલવણી આપી મનુષ્યવર્ગને પણ લાભકર્તા થઈ પડે તેવાં કરવા તન, મન અને ધનથી પૂરતો પ્રયત્ન કરે એવી અમારી પ્રાર્થના દયાળુ ઈશ્વર ફલીભૂત કરો ! ! !

## શાર્દૂલવિક્રિડીત છંદ.

પ્રાણાધાર પરાત્પરા પ્રભુ તમે દ્યો આર્યને સન્મતિ !
આપી બાળકને સુબોધ જડથી છેદે પિતા કૂમતિ !
સત્પંથેજ ચઢાવવા વળી મથે ખાસા પ્રયાસો વડે !
સન્તાનો નિજ તાતને અનુસરી સન્માર્ગમાં જૈ પડે ! ૧
ભાઈ બ્હેન મહી મહીં ન લઢતાં સંપી સદાએ રહે !
અન્યો અન્ય વધારિ વ્હાલ મનથી રૂડું હમેશાં ચહે !
બીજાને પણ સા'યકારક થવા પ્રેમે પ્રયત્નો કરે !
પોતાનું શુભ નામ કાઢી અહીંયાં કીર્તિ ધ્વજા સંધરે ! ૨



# माबाप तेवां छोकरांनो अभिप्राय.

આ પુસ્તક પણ મુલતવી રાખવાનાં માઠાં ફળના પુસ્તકની માફક પૃથક્ પૃથક્ પત્રો તરફ અભિપ્રાયને માટે મોકલવામાં આવ્યું હતું. તેમાં જે જે પત્રોમાં તેના વિશે અભિપ્રાય આપવામાં આવ્યો છે તે સારોજ છે. તે સર્વ અત્રે સ્થળસંકોચતાને લીધે લીધા નથી. તથાપિ મારા આ પુસ્તક માટે વિદ્વાનોનો કેવો અભિપ્રાય છે તે જણાવવા માટે વિદ્વાન્ પંક્તિમાં લેખાયલા, તણા ગ્રંથકારની પંક્તિમાં આસન અપાયલા, તથા વડોદરા વિદ્યાખાતાના વડા, **રાવ બાહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસજીનો વગર માગે મોકલાવેલો મત** અત્રે ટાંકી બતાવું તો તે મારા વિચાર પ્રમાણે વર્તમાનપત્રોના મતો કરતાં વધારે બળવાન્ ગણાશેઃ—

વડોદરા તા. ૭ મી અપ્રિલ સને ૧૮૮૭.

**રા. ભાઈ વિઠ્ઠલરાય.**

તમારા પત્રનો ઉત્તર વાળ્યા પછી 'માબાપ તેવાં છોકરાં'નું પુસ્તક વાંચી જોયું. એ પુસ્તકથી હું એટલો બધો ખુશ થયો છું કે તમારા માગ્યા સિવાય હું મારો અભિપ્રાય મોકલું છું.

"મુલતવી રાખવાનાં માઠાં ફળ" વાંચી તમારી શૈલીથી હું ખુશ થયો હતો. એ કરતાં પણ વધારે ખુશી મને આ પુસ્તકથી થઈ છે. અન્ય ભાષામાં દર્શાવેલા વિચાર શુદ્ધ, સરળ અને અસરકારક ગુજરાતી ભાષામાં લાવવા એ કામ કંઈ સહેલું નથી. તમે તે પ્રમાણે કરવામાં ફતેહમંદ નીવડ્યા, તેથી તમને મુબારકબાદી આપું છું. જનસમૂહને માટે પ્રકટ થતાં પુસ્તકો આવી ભાષામાં લખાય તોજ તેનો બોહોળો ઉપયોગ થાય. અંગ્રેજીનું ભાષાન્તર છતાં તેમાં અંગ્રેજી ઢબછબ નથી. ઘરસંસારમાં વપરાતી અસરકારક કહેવતોનો ઘટિત ઉપયોગ કરીને તમે પુસ્તકને વધારે ઉપયોગી કર્યું છે. આવાં સરળ અને ઉપયોગી પુસ્તકોની આપણી ભાષામાં ખોટ છે, તે પુરી પાડવા તમે ઉમંગથી મંડયા રહેશો, એવી હું આશા રાખું છું. આવા પુસ્તકની કિંમત જેમ બને તેમ થોડી રાખી શકાય તો તેનો ફેલાવો વધારે થાય એ વાત ઉપર લક્ષ આપવા મારી ભલામણ છે; કેમકે એથી પુસ્તકનો વધારે ઉપયોગ થશે અને તમને નાણાનું નુકશાન પણ મારા ધારવા પ્રમાણે થશે નહીં.

**હરગોવિંદ દ્વારકાંદાસ.**

(ડીરેક્ટર પબ્લીક ઈન્સ્ટ્રક્શન).

# જાહેર ખબર.

## લ્યો! સોંઘુ ભાડુ અને સિદ્ધપુરની યાત્રા!!!!

## ઈંગ્લીશ ગૂજરાતી પૉકૅટ

# ડીક્ષનેરી.

સસતુ, સારૂં, અને શોભિતું દરેક પુરૂષને પસંદ પડે છે. તેટલા માટે અમે સસતી, સારી, અને શોભીતી ડીક્ષનેરી બહાર પાડી છે. ૨૫૦૦૦) ઈંગ્રેજી શબ્દો તેમાં સમાવવામાં આવ્યા છે. દરેક શબ્દના જેટલા અર્થ થાય છે તે સર્વ બનતાસૂધી આપવામાં આવ્યા છે. જેટલા શબ્દોમાંહે લીધા છે તેટલા શબ્દો.માટે ડીક્ષનેરી દરેક વાતે સંપૂર્ણ કરવામાં આવી છે. દરેક વિદ્યાર્થી, માસ્તર, ઈંગ્રેજી શિખનાર કે ઈંગ્રેજીનો શોખ રાખનાર પુરૂષને આ ડીક્ષનેરી ઘણીજ જરૂરની છે. કદ નાનુ હોવાથી હમેશાં સાથે ગજવામાં ફેરવી શકાય તેવી છે. ઈંગ્રેજી શબ્દના ગૂજરાતી અર્થ જાણવાની ઇચ્છા રાખનારને આવું સસતું તથા સારૂં પુસ્તક એકે મળવાનું નથી. વિદ્વાન ગ્રેજ્યુએટોએ તેને માટે ઘણા ઉંચા અભિપ્રાયો પ્રદર્શિત કર્યા છે. પુસ્તક રોયલ ૩૨ પેજી લગભગ ૧૦૦૦ પાનાનું છે, છતાં કિંમત જુજ—નજીવી એટલે ફક્ત રૂ ૧–૬–૦ ટપાલ ખર્ચ સાથે. મંગાવીને પસ્તાવું પડે તેમ નથી. તેની ૧૪૦૦) પ્રતો ખપી ગઇ છે. હવે જુજ કોપીઓ બાકી છે. જોઇયે તેણે નીચે સહી કરનારને લખવું.

માંડવીની પોળ.
પડી પોળ,
અમદાવાદ.
} વિઠ્ઠલરાય ગોવર્દ્ધનપ્રસાદ વ્યાસ.

## સ્ત્રીધર્મ.

### સર્વ કોમની સ્ત્રીઓને સરખું ઉપયોગી સ્ત્રીઓના ધર્મ સમજાવનારૂં પુસ્તક.

ઇશ્વરે નિર્માણ કરેલી નર અને નારી એવી બે પ્રકારની સૃષ્ટિ પરસ્પર કેવા ગાઢા સબંધથી જોડાયલી છે, તેની પરસ્પર ફરજો શી છે, તેમણે ઇશ્વર પ્રીત્યર્થે શાં શાં કાંમ કરવાનાં છે, પ્રાચીન અર્વાચીન સ્ત્રિયો તથા આચાર વિચાર કેવા હતા, બાલ્યાવસ્થાથી તે વૃદ્ધાવસ્થા પર્યન્ત સધવા તેમ વિધવા સ્ત્રીયોયે કેમ વર્તવું, તથા વ્ય-

વહારિક નીતિ રીતિ કેમ અને કેવી પાળવી, દુષ્ટ અને શીલભંજન અસતી સ્ત્રિયોથી પુરૂષને કેટલું ખમવું પડે છે, તેમજ પતિવ્રત-સાધવી સ્ત્રીને લીધે પુરૂષ પોતાના દિવસ કેવા આનંદકલ્લોલમાં નિર્ગમન કરે છે વિગેરે વિગેરે વાર્તાઓનું રસ ભર્યું વિવેચન. શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, આખ્યાન, અને આખ્યાયિકાનો આધાર લઈ તથા જનમંડળની સ્થિતિ અને લાગણી જોઈ આ સ્ત્રીધર્મ નામના ગ્રંથમાં સમાવવામાં આવ્યું છે. તેમજ કહેણી કરતાં રહેણી વધારે ઉત્તમ છે એ દૃષ્ટાંત ધ્યાનમાં રાખી સતી સ્ત્રીઓનાં ચમત્કારી પરન્તુ રસિક ચરિત્રો પણ માંહે સામેલ કીધાં છે પુસ્તકને. રસમય, બોધમય, જ્ઞાનમય, અને આનંદમય કરવામાં લેશ માત્ર પણ કચાસ રાખી નથી. તેના ગુણ અને સત્વના પ્રમાણમા કિમત ઘણી જુજ એટલે પ્રથમનાં ગ્રાહકો પાસેથી રૂ ૧–૮–૦ અને પાછળનાં ગ્રાહક પાસેથી રૂ ૨–૦–૦ રાખીછે. પોસ્ટેજ ૦–૨–૦ જુદું. નામ નોંધાવનારે પોસ્ટેપેડ પત્રથી નીચેને સરનામે પત્ર લખવો.

જામનગર. } સૌભાગ્યવતી પંડિતા જમનાબાઇ
ટે. નાગર ચકલામાં. }

## જાહેર ખબર

# હિંદ રાજસ્થાન,

અથવા.

## હિંદનાં દેશી રાજ્ય.

ઉપલા નામનો આખા હિંદમાં આવેલાં તોપનાં માન મળતાં તમામ દેશીરાજ્યોના સંપૂર્ણ ઈતિહાસ ભૂગોળ સબંધિ હેવાલનો ગ્રંથ તૈયાર કરવા માંડયોછે. સદરહુ ગ્રંથ લગભગ રોયલ આઠપેજી ૧૦૦-૧૨૫ ફરમાનો થશે એ ગ્રંથ તૈયાર કરવામાં પડવાની મહેનત, પૈસાનો થવાનો ખરચ, ગૂમાવવાનો વખત, દાખલા મેળવવામાં પડવાની અથડામણ, એ કશાનો લેશમાત્ર વિચાર ન કરતાં એની કિંમત અગાઉના ગ્રાહક પાસેથી રૂ૧૦—૦—૦ લેવા ઠરાવ્યું છે, જે દેશી મહારાજાઓને, ઠાકોરોને, સરદારોને અને સદ્‌ગૃહસ્થોને ઘણીજ જુજ નજીવી રકમ છે. ઈ સ ૧૮૯૦ ના સપ્ટેમ્બર આખર સુધીમાં જેઓ નામ નોંધાવશે તેમનેજ રૂ ૧૦—૦—૦ ની કિંમતે મળશે. તે પછી થનાર ગ્રાહકો પાસેથી રૂ ૧૨—૦—૦ લેવામાં આવશે પુસ્તક વેલ્યુપેબલથી મોકલવામાં આવશે.

હેંડબીલમાં "હિંદનાં દેશીરાજ્યોનો ભોમિઓ' નામ રાખ્યું છે પણ તે ફેરવી હાલ ઉપલું નામ રાખવામાં આવ્યુ છે—વિગતવાર

હકીકત સારૂં હેંડબીલ મંગાવેથી મોકલવામાં આવશે.

બાદરવા—રેવાકાંઠ—ગુજરાત
રાજસ્થ નની ઑફીસ.
તા. ૧૫-૬-૯૦

**એ જી. શાહ. બાપાવાળા.**
"મધ્યહિંદ એજન્સી અને દખણના કર્ત્તા.

## પચાસ વર્ષનું પંચાંગ.

સંવત્ ૧૯૪૭ ના કારતક સુદ ૧ થી તે ૧૯૭૧ ના આસો વદ ૦)) સુધીનું. તેમાં વાર, તિથી, તારીખ, મહીનો સાલ વિગેરે આપવામાં આવ્યાં છે. પચીસ વર્ષનાં ગ્રહણો પણ અંદર આપ્યાં છે. શિવાય લગનપત્ર દીનમાનપત્ર, ચોઘડીયા રાસીઓ, હીંદુઓના તહેવારો હાથ જોવાનો પંજો સામુદ્રિક શ્લોક તથા સમજ સાથે, આપવામાં આવેલ છે

કિંમત નજીવી જુજ એટલે પોસ્ટેજ સાથે ફક્ત ૦-૩-૬ આના. જોઈએ તેણે નીચેને સરનામે લખવું.

**હરીલાલ ગીરધરદાસ ઠક્કર.**
તાજપુર કાજીસાહેબને ધાબે.
**અમદાવાદ.**

## જાહેર ખબરો.

સદહું પુસ્તક નીચે સહી કરનાર પાસેથી ૦-૧૩-૦ આના રોકડા મોકલાવ્યેથી મળી શકશે. કર્તા પાસેથી મંગાવનાર વેપારીઓને દસ પ્રતે એક પ્રત બક્ષિસ મળશે. ૨૫) રૂપૈયા અને તેથી વધારાનાં પુસ્તક ખરીદ કરનારને ૨૦) ટકા કમીશન આપવામાં આવશે.

### આ સિવાય અમારે ત્યાંથી નિચેનાં પુસ્તકો રોકડી કિંમતે મળશે.

| | | |
|---|---|---|
| મુલતવી રાખવાનાં માઠાં ફળ | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| ગુલીવરની મુસાફરી. | ૦—૮—૦ | ૦—૦—૬ |
| નશિબ ડહાપણની સરસાઇ. | ૦—૮—૦ | ૦—૦—૬ |
| મધ્યહિંદ એજંસી. | ૨—૮—૦ | ૦—૧—૦ |
| દખણ | ૨—૮—૦ | ૦—૧—૦ |
| સદ્દગુણી વહુ. | ૦—૧૨—૦ | ૦—૦—૬ |
| ઇંગ્લીશ-ગૂજરાતિ પૉકેટડીક્ષનેરી. | ૧—૪—૦ | ૦—૨—૦ |
| પ્રવીણસાગર (છપાઇ રહેવા આવ્યો છે | ૬—૦—૦ | ૦—૬—૦ |

પોસ્ટપેડ પત્રથી પત્ર વ્યવહાર ચલાવવો.

માંડવીની પોળ.
પડી પોળ.
અમદાવાદ.

**વિઠ્ઠલરાય ગોવર્દ્ધનપ્રસાદ વ્યાસ.**